શ્રી મન્મોહન યશઃ સ્મારક-ગ્રન્થમાળા પુષ્પ ૨૩

# રત્ન પ્ર ભા



પૂજ્યપાદ ઉપાધ્યાય શ્રી લબ્ધિમુનિજી મ. રચિત
સંસ્કૃત ચરિત્ર પરથી ગુજરાતી

: અનુવાદક :

પૂજ્યપાદ પં. મહારાજ શ્રી બુદ્ધિસાગર ગણિ.



: પ્રયોજક :

ફુલચંદ હરીચંદ દોશી

: પ્રકાશક :
શા. ઝવેરચંદ કેશરીચંદ ઝવેરી
શ્રી જીનદત્તસૂરી જ્ઞાનભંડાર
પાયધુની, મુંબઇ ૩

卐

વીર સં. ૨૪૮૪ વિ. સં. ૨૦૧૪ ઈ. સ. ૧૯૫૭

પ્રત ૧૦૦૦

卐

મૂલ્ય : વાંચન-મનન

卐

મુદ્રક :
મહેતા અમરચંદ બહેચરદાસ.
શ્રી બહાદુરસિંહજી પ્રિં. પ્રેસ.
પાલીતાણા ( સૌરાષ્ટ્ર )



ચરિત્ર નાયક આચાર્ય
**શ્રી જિનરત્નસૂરિજી મહારાજ**



પૂ. શ્રી મોહનલાલજી મહારાજના
વિ. શિષ્ય અને ચરિત્રનાયક
**શ્રી રાજમુનિજી મહારાજ**



ચરિત્રનાયકના સહદીક્ષિત ગુરૂભ્રાતા
સમર્થ વિદ્વાન ઉપાધ્યાય
**શ્રી લબ્ધિમુનિજી મહારાજ**

# સમર્પણ



પરમપૂજ્ય ક્ષમા માર્દવાર્જવાદિ અનેક ગુણોના ભંડાર પાઠકપ્રવર

**શ્રીમદ્ લબ્ધિમુનિજી મહારાજ**

આપશ્રી પૂજ્ય શ્રી ચરિત્રનાયકના બાલ્યકાળના પરમસ્નેહી મિત્ર છો. આપે ચારિત્રગ્રહણ અને વિદ્યાભ્યાસ પણ સાથે જ કરેલો. ઘણાંખરાં ચાતુર્માસો પણ સાથે જ કરેલાં. એટલું જ નહિ પણ ચરિત્રનાયકથી જ્ઞાનાદિ ગુણોમાં અમુક અંશે અધિક હોવા છતાં આપશ્રી આજીવન શિષ્યભાવે રહેલા. આપશ્રી સંસ્કૃત શ્લોકબદ્ધ શ્રીપાળચરિત્ર, દ્વાદશ પર્વકથા, સુસઢચરિત્ર આદિ અનેક ગ્રંથોના નિર્માતા છો. ચરિત્રનાયકનું ચરિત્ર પણ આપે સંસ્કૃત ભાષાના લગભગ ૧૨૦૦ શ્લોક પ્રમાણ રચ્યું છે. તેના આધારે આ શ્રી 'રત્નપ્રભા'નું પ્રકાશન થઈ રહ્યું છે. આપ જેવા વિદ્વદ્વર્ય સંત સેવી પૂજ્ય પ્રવરના પુનિત કરકમલમાં આ લઘુતમ પુસ્તિકા સાદર સવિનય સમર્પિત કરતાં મારી જાતને કૃત કૃત્ય માનું છું.

આપના અનેક ઉપકારોથી ઉપકૃત

**બુદ્ધિસાગર ગણિ**

# બે બોલ

---

ગયા વર્ષે પૂજ્યપાદ મુનિમહારાજ શ્રી બુદ્ધિસાગર ગણી તથા સેવામૂર્તિ મુનિરત્ન શ્રી ગુલાબમુનિ મહારાજના દર્શનાર્થે મારા પરમસ્નેહી મુરબ્બી દાનવીર શ્રી વીરચંદભાઈ પાનાચંદના સેવા-મંદિરસમા વીરનગર ગયો હતો. શ્રી બુદ્ધિસાગર ગણીજીએ પૂજ્યપાદ શાંતમૂર્તિ આચાર્ય પ્રવર શ્રી જિનરત્નસૂરિજીનું સંસ્કૃત ઉપરથી અનુવાદિત ગુજરાતી ચરિત્ર મને આપ્યું અને એ ચરિત્ર ગ્રંથને વિશેષ સંસ્કારિત કરવાની મને પ્રેમભાવે આજ્ઞા કરવામાં આવી. તેમના જેવા પરમપૂજ્ય શાંતમૂર્તિ મુનિરત્નની આજ્ઞા મારે મન આનંદની વાત હતી.

મેં તો થોડાક પ્રસંગોને ઉપસાવી ચરિત્રને વિશેષ રસપ્રદ બનાવવા યથાશક્તિ પ્રયાસ કર્યો છે. ગુરૂભક્તો અને જૈનસમાજ આ પુસ્તિકાના હાર્દને જીવનમાં ઉતારે એ જ અભ્યર્થના.

પાલીતાણા
તા. ૧૪-૧૧-૫૭
શ્રી નહેરૂજયંતી

ફુલચંદ હરીચંદ દોશી, મહુવાકર

---

## સહાયકોની શુભ નામાવલી

૫૦૦) શ્રી ખરતરગચ્છ શ્રી સંઘ ભુજ–કચ્છ

૪૦૦) શ્રી ખરતરગચ્છ શ્રી સંઘ માંડવી–કચ્છ

આ ઉપરાંતનો બધો ખર્ચ કચ્છ–લાયજા નિવાસી ચરિત્ર-નાયકના ગૃહસ્થભાવે કૌટુંબિક ભત્રીજા અને અનન્ય ભક્ત બાર વ્રતધારી શ્રાદ્ધવર્ય શા પુનશીભાઈ મોનજીભાઈ ગાલા આદિ ભક્તો તરફથી મળેલ છે.

॥ ॐ ॥

# પ્રસ્તાવના

---

मंगलं भगवान् वीरो मंगलं गौतमप्रभुः ।
मंगलं स्थूलभद्राद्या जैनधर्मोऽस्तु मंगलम् ॥१॥

આ ગ્રંથના ચરિત્રનાયક શ્રી જૈન શાસનના દીપક સમાન, શ્રી જીનરત્નસૂરીશ્વરજીના જીવન ચરિત્ર ગ્રંથની પ્રસ્તાવના લખવા માટે હું કૃતાર્થતા અનુભવું છું. આ ચરિત્ર લેખન પોતેજ એક પ્રસ્તાવનારૂપ હોઇ તેમાં વર્ણવેલ બાબતોનું ફરીથી અત્રે પિષ્ટપેષણ નહિ કરતાં જીજ્ઞાસુ વાંચકવૃંદને આ નાની પુસ્તિકા સાદ્યંત વાંચી જવા ખાસ વિનંતી કરૂં છું.

આચાર્યદેવે દીક્ષા પર્યાયના ૫૪ વર્ષના લાંબા ગાળા પર્યંત અનેક ગુણોથી અલંકૃત થઇ, આડંબર અને કીર્તિ-લોભનો ત્યાગ કરી તેઓશ્રીએ શ્રી જૈનશાસન તથા ચતુર્વિધ સંઘની અનુપમ સેવા કરી છે.

શત્રુંજય, ગિરનારજી, આબુજી, કચ્છ, ભદ્રેશ્વર, સુથરી વગેરે તીર્થોની સંઘો સાથે યાત્રા કરી અનેક જીવોને જૈન-ધર્મથી વાસીત કર્યો છે; અનેક દીક્ષાઓ, ઉપધાનો વગેરે ધાર્મિક ઉત્સવોથી સ્વપરનું કલ્યાણ કર્યું છે. તેઓના સમગ્ર જીવન દરમ્યાન સમતા, સરળતા, ત્યાગ અને નિસ્પૃહીપણાના મહાન ગુણો ખાસ આકર્ષક હતા. ગચ્છના મતભેદો અને કદાગ્રહથી તેઓ તદ્દન પર રહી સ્વાધ્યાયમાં હંમેશા લીન રહેતા.

જૈન શાસનમાં નિર્ગ્રંથ એટલે વીતરાગ નહિ હોવા છતાં વીતરાગ બનવાને સતત પ્રયત્નશીલ રહે તે નિર્ગ્રંથ. વિતરાગ દોષ રહીત છે અને નિર્ગ્રંથ દોષ સહીત હોવા છતાં દોષ રહીત બનવાનો પ્રયાસ કરી રહેલ છે. દોષના અભાવમાં દોષ રહીત બની રહેવું એ સહજ છે. પણ દોષની હયાતીમાં દોષને આધીન ન બનવું એ સહજ નથી. એવી નિર્ગ્રંથતાને વરેલા મહાપુરૂષો ઉપરની શ્રદ્ધા પણ સાચી વીતરાગતાની ભક્તિનું પ્રતિક છે. વીતરાગ ઉપરનો ભક્તિભાવ છે તેમ દોષોનો દાહક અને ગુણોનો ઉત્તેજક છે, તેમ નિર્ગ્રંથ ઉપરનો ભક્તિભાવ પણ દોષદાહક અને ગુણોત્તેજક છે.

આ પંચમકાળના વિષમ વાતાવરણમાં આપણા ચરિત્ર નાયક શ્રી જીનરત્નસૂરીશ્વરજી મહારાજ પણ તેવા જ એક નિર્ગ્રંથ આત્મા હતા.

મહાત્માઓના ચરિત્રની ઉપયોગીતા, તેમના અનેક ગુણોનું યથાશક્તિ અનુકરણ કરી મુમુક્ષુ જીવો પોતાના આત્માને ઉર્ધ્વગામી બનાવે તે જ હોઈ શકે.

આવા ઉચ્ચ કોટીના વિરલ આત્માને અમારા તથા શ્રી સંઘના કોટીકોટી વંદન હો !

ભુજ (કચ્છ)
સંવત ૨૦૧૪
કારતક સુદ ૮
બુધવાર

ગુણાનુરાગી સેવક,
શાહ મોતીલાલ ગોપાળજી

# સૂચિપત્ર



## શુદ્ધિ–પત્રક

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૫૧ | ૧૦ | ૧૯૯૮ | ૧૯૮૮ |
| ૧૦૪ | ૯ | ૧૫ થી ૨૦ | ૧૦ થી ૧૫ |
| ૧૨૮ | ૨૧ | રતીલાલ | રવિલાલ |
| ૧૩૩ | ૨૦ | દેવચંદ | હેમચંદ |

卐



# રત્નપ્રસૂ કચ્છભૂમિ

## ૧

કચ્છની ધીંગીધરા વીરભૂમિ-રત્નપ્રસૂ ગણાય છે. સૌરાષ્ટ્રભૂમિની બાજુમાં સાગરરાજ જેના ચરણ પખાળે છે તે કચ્છનો ઇતિહાસ જવાંમર્દો, શૂરવીરો, દાનવીરો, ધર્મવીરો, કર્મવીરો અને શાહસોદાગરોથી ભર્યો પડયો છે, હજારો પડછંદ નવજુવાનો, સતી વીરાંગનાઓ, સાધુપુરૂષો, સંતો, મહંતો, કલાકારો અને સતીઓની જીવન-પ્રભાથી કચ્છનો ઇતિહાસ સ્મરણીય ગણાય છે.

કચ્છભૂમિનો ખોળો ખૂંદનાર, કચ્છનું શક્તિપ્રદ પાણી પીનાર, કચ્છની મીઠી-મધુરી છાશ અને જાડી રોટીમાં ઘડાયેલા માનવીઓ, જ્યાં હોય ત્યાં મડદામાંથી માનવી અને ધૂળમાંથી રત્નો સર્જનાર બન્યા છે. કચ્છ જેવા નાનકડા પ્રદેશની માટીમાંથી એવા એવા વીરો પાકયા છે જેણે ભારતની યશોગાથાને અમર કરી છે. એ કચ્છની રત્નપ્રસૂ ભૂમિના એક સંતરત્નની બોધપ્રદ જીવનગાથા અહીં ઉપસ્થિત કરતાં આનંદ થાય છે.

આકાશમાં તારાઓથી વીંટાએલો જેમ ચંદ્ર શોભે છે.

તેમ કચ્છમાં અનેક દાની અને ધનીથી સુશોભિત લાયજા નામનું ગામ શોભી રહ્યું છે.

આ ગામમાં ધર્મભાવના ઠીક ઠીક પ્રસરેલી છે. સાધુ મુનિરાજોના સંપર્કથી લોકો શ્રદ્ધાળુ અને ભોળા ભલા તથા ધર્મભાવનાવાળા હોઇ ભવભીરૂ છે.

લાયજામાં વૃદ્ધ શાખાના ઓસવંશના ગાલાગોત્રમાં ભીમશી કરમસી નામના સદાચારી-ધર્મશ્રદ્ધાળુ શ્રાવક રહેતા હતા, તેમને સદ્‌ગુણાંનુરાગી પતિવ્રતા તેજબાઇ નામની ધર્મ-પત્ની હતી. તેઓને દેવજી, ગણશી અને પનુ નામના ત્રણ પુત્રો હતા. તેમજ લીલાવતી તથા પદ્માવતી નામની બે કન્યાઓ હતી. આ બધાં સંતાનો સુશીલ અને સદ્‌ગુણી હતાં. દેવજી સૌથી મોટો પુત્ર તેજસ્વી અને માતા-પિતાનો લાડકો હતો. નાનપણથી તે શાણો અને સુશીલ હતો. ધર્મ-ભાવના ઘણી ઉંચી જાતની હતી. સાધુ-સાધ્વીની સેવાસુશ્રુષા ભાવપૂર્વક કરતો અને અભ્યાસમાં પણ તેજ હતો. દેવજીનો જન્મ સં. ૧૯૩૮ માં થયો. આઠમા વર્ષે નિશાળે બેઠો. વ્યવહારિક શિક્ષણ સાથે ધાર્મિકશિક્ષણ પણ સારૂં મેળવ્યું.

કચ્છના હજારો યુવાનો દરવર્ષે પરદેશ જાય છે. મુંબઇ બંદરમાં દુનિયાભરનો વ્યાપાર છે. દોરી લોટો લઇ જનાર, પાંચ રૂપીયાની નોકરી કરનાર, મહેનત મજૂરીમાં શરમ ન રાખનાર અને પ્રમાણિકતાથી આખો દિવસ કામમાં લાગી રહેનાર શ્રીમંતો બન્યા છે. કચ્છ કરતાં મુંબઇની હવેલીઓ ખાનપાન-હવાપાણી, વ્યવહાર આદિ કચ્છીઓને બધી રીતે સદી ગયેલ છે. દેવજીને પણ લાયજા કરતાં મુંબઇ જઈ નસીબ

અજમાવવાની ભાવના થઇ અને માતા પિતાએ આશીર્વાદ આપીને શુભ ચોઘડીએ દેવજીને મુંબઇ મોકલ્યો.

મુંબઇમાં જઇને થોડો વખત પોતાના પિતાની જ દુકાને અનુભવ મેળવ્યો અને પછી તો દેવજીભાઇએ દુકાનની આખીય જવાબદારી સંભાળી લીધી, એમની મીઠી ભાષા અને એક નીતિથી ઘરાકો વળવા લાગ્યાં અને દુકાન પહેલા કરતાં વિશેષ જામી ગઇ. માતા પિતા દેવજીના ખુશી સમાચારથી તથા દુકાનની વધતી જતી કમાણીથી સંતોષ પામ્યા. દેવજીભાઇના વેવીશાળની વાતો થવા લાગી. મુંબઇથી દેવજીના આવવાની બધા વાટ જોવા લાગ્યા, ભાઇઓ અને બહેનો ભાઇના લગ્નમાં આનંદ માણવાના સ્વપ્નો સેવવા લાગ્યાં. બે ચાર સારા સારા કુટુંબની કન્યાઓના શ્રીફળ પણ આવવાં લાગ્યાં. સૌથી મોટા પુત્ર દેવજીને મુંબઇથી વેવીશાળ માટે બોલાવી લેવા માતાએ દેવજીના પિતાને પત્ર લખવા કહ્યું અને દેવજીના આવવાની બધા આતુરતાથી રાહ જોવા લાગ્યા.

લાયજામાં તો આખું કુટુંબ–માતાપિતા નાના ભાઇબહેનો અને કુટુંબીજનો દેવજી કયારે આવે અને તેનું વેવીશાળ કરી ધૂમધામ પૂર્વક લગ્ન લઇએ તેના સ્વપ્નાં સેવતાં હતાં ત્યાં મુંબઇમાં દેવજીભાઇ તો ધર્મ ભાવનાથી રંગાતા જતા હતા. દેશમાંથી આવતા પત્રોના ગોળ ગોળ જવાબો આપતા હતા અને દેશ જવાની ઇચ્છા થતી ન હોતી. દેવજીભાઇનો દેવ જેવો સરળ–ભોળો–નિર્મળ આત્મા લગ્નની બેડીમાં જકડાય તેમ નહોતો. તેમનો આત્મા ઉચ્ચ જીવનને માટે ઝંખી રહ્યો હતો.

★

# સંતસમાગમ અને દીક્ષા-મહોત્સવ

૨

પુણ્યપ્રભાવી મુનિરત્ન શ્રી મોહનલાલજી મહારાજ સં. ૧૯૫૮ માં મુંબઈમાં બિરાજતા હતા. તેઓ પુણ્યરાશિ હતા. મુંબઈના દ્વાર મુનિરાજો માટે ખુલ્લા મૂકનાર પ્રથમ મુનિરત્ન તેઓશ્રી હતા. જ્યારે સં. ૧૯૪૭ માં તેઓશ્રી પહેલવહેલાં મુંબઈ પધાર્યા ત્યારે જૈન જનતાના આનંદની સીમા નહોતી. મુંબઈ શહેર અને પરાના હજારો બહેન-ભાઈઓ, એ મુનિરત્નના સ્વાગત અને દર્શન માટે ઉમટી આવ્યા હતા. ભારતના વાઈસિરોય લોર્ડ રિપનને જે આવકાર મુંબઈમાં મળ્યો હતો તેથી વિશિષ્ટ ભાવભીનું સ્વાગત શ્રીમદ્ મોહનલાલજી મહારાજનું થયું હતું. આજસુધીમાં બીજા કોઈપણ મુનિરાજને એટલું માન મળ્યાનું જાણમાં નથી. તેઓશ્રીની પ્રેરણાથી મુંબઈ જેવા મોટા શહેરમાં બાબુ પન્નાલાલ જૈન હાઈસ્કૂલ સ્થપાઈ છે. તેઓ એવા પ્રભાવશાળી-શાંતમૂર્તિ પુણ્યરાશી હતા કે મુંબઈના જૈન સમાજની દુકાને દુકાને અને ઘેર ઘેર-ઉપાશ્રયે ઉપાશ્રયે એ મહાપુરુષના ફોટાઓ આજે પણ નજરે પડે છે. પ્રાતઃકાળે તેમના દર્શન અને નામસ્મરણ પાવનકારી મનાય છે.



શ્રી ખરતરગચ્છ વિભૂષણ ક્રિયોદ્ધારક શાસન પ્રભાવક

**શ્રી મોહનલાલજી મહારાજ**

જન્મ : ૧૮૮૭ ચાંદપુર — યતિદીક્ષા : ૧૯૦૨ મક્ષીતીર્થ

ક્રિયોદ્ધારક : ૧૯૩૦ અજમેર — સ્વર્ગવાસ : ૧૯૫૪ સુરત

તેઓ આ વખતે પણ મુંબઇ પધાર્યા હતા. હંમેશાં વ્યાખ્યાન સમયે સારી ભીડ જામતી. મુનિરત્નની ઉપદેશધારા હજારો બહેન-ભાઇઓ ઝીલીને પ્લાવિત થતા હતા. આપણા દેવજીભાઇ પણ ગુરૂદેવના વ્યાખ્યાન સાંભળવા આવી પહોંચતા હતા અને વ્યાખ્યાન પૂરૂં થતાં ગુરૂદેવને પ્રેમપૂર્વક વંદન કરીને જતા હતા.

એક દિવસ મુનિ મહારાજ શ્રી મોહનલાલજી મહારાજ વ્યાખ્યાન વાંચતા હતા. વ્યાખ્યાનમાં સારી ભીડ હતી. ગુરૂવર્યે દેહની ક્ષણભંગુરતા, મનુષ્ય જીવનની સાર્થકતા, આ વીતરાગ ધર્મ અને તીર્થંકર ભગવંતોના પવિત્ર સિદ્ધાંતો, સંસારના કષાયોમાંથી બચવાનો ઉત્તમ માર્ગ ભાગવતી દીક્ષા અને તપશ્ચર્યા-વગેરે વિષે મધુર ભાષામાં વ્યાખ્યાન આપ્યું. દેવજી-ભાઇ પણ આવેલા, ગુરૂવર્યના વ્યાખ્યાનથી તેઓનો ભવ-ભીરૂ આત્મા જાગી ઉઠ્યો અને વ્યાખ્યાન પૂરૂં થયા પછી સૌ પ્રભાવના લઇને જવા લાગ્યા ત્યારે દેવજીભાઇ અને તેમના મિત્ર લદ્ધાભાઇ ઉપર ગુરૂવર્ય પાસે વંદનાર્થે ગયા.

ગુરૂવર્ય દેવજીભાઇને હંમેશાં વ્યાખ્યાન પછી વંદન કરવા આવતા જોઇને તેમને બે શબ્દો સંભળાવતા અને તેઓનો પરિચય વધતો જતો હતો. આજે બધા ચાલ્યા ગયા છતાં બન્ને મિત્રો ગુરૂવર્ય પાસે બેસી રહ્યા.

'ભાગ્યશાળી! તમારે દુકાનનું મોડું થશે. સુખેથી સીધાવો.' ગુરૂવર્યે સૂચના કરી.

'કૃપાળુ! આપની મધુર સુધાભરી વાણીમાં જાદુ છે.

આપની વાણી સાંભળતાં અમારી ભાવના દીક્ષા માટે થઈ છે. ઘણા સમયથી આ ભાવના જાગી હતી પણ આજે તો આપના પ્રવચનથી અપૂર્વ પ્રેરણા મળી. 'અબ મોહે તારો'

'તમારૂં જન્મસ્થાન ?' ગુરૂદેવે પૂછ્યું.

'દયાળુ ! અમે કચ્છ-લાયજા અને મોટી ખાખરના રહીશ છીએ. હું તો પાંચ વર્ષથી અત્રે આવ્યો છું.' ભાયખલા-નવી ધાવણીમાં પિતાની સ્થાપિત દુકાન છે. પણ હજી તો હું અપરિણીત છું. મારે બે ભાઈઓ અને બે બહેનો છે. માતા-પિતા પણ ધર્મશ્રદ્ધાળુ છે.'

'ભાગ્યવાનો ! સંયમ એ તો ખાંડાની ધાર છે. જૈન સાધુને તો ગ્રામાનુગ્રામના વિહાર, ગોચરીમાં જે મળે તે લુખુ-સુકું લઈને ચલાવવાનું, લોચ કરાવવાનો, કંચન-કામિનીનો સર્વથા ત્યાગ, તપશ્ચર્યા અને શાસનની સેવા, આ બધાનો વિચાર કરી લેશો. દીક્ષા લીધા પછી તો જીવનભર તેને પાળવી જોઈએ.'

'દયાસિંધુ ! અમે તે બધું સમજીએ છીએ. આ કષાયોથી ભરેલા દુઃખી સંસાર કરતાં આ જીવનનું કલ્યાણ સાધવાની ભાવના જાગી છે. કૃપા કરી આપ આશીર્વાદ આપો.'

'ભાગ્યશાળીઓ ! તમે માતા-પિતાની રજા મંગાવી છે.' ગુરુદેવે પ્રશ્ન કર્યો.

'ગુરૂદેવ ! અમારી ભાવના મક્કમ છે. વળી અમે ઉમર લાયક છીએ પછી માતા-પિતાની રજાની જરૂર શી !' દેવજીભાઈએ સ્પષ્ટતા કરી.

'ભાઈ! તમારા માતા-પિતા તો તમારા લગ્નને માટે ઉત્સુક હશે. તેમની રજા મેળવવી જ જોઇએ. તેમના મનનું સમાધાન કરવું જોઇએ.'

'દયાળું! અમે આજે જ પત્ર લખીએ છીએ અને નહિતો દેશમાં જઇને રજા મેળવી લઈશું.'

'જહાસુખમ્, સુખઉપજે તેમ કરો.

બન્ને મિત્રો ગુરૂદેવની પ્રેરણા મેળવી ઘેર આવ્યા. કચ્છ પત્રો લખ્યા અને જ્યારે બન્નેની પૂરેપૂરી મક્કમતા જોઇ અને કોઇ ઉપાયે સંસારમાં રહેવાના નથી તેમ લાગવાથી માતા-પિતાએ છેવટે રજા આપી.

તેઓ ગુરૂદેવ પાસે દોડી આવ્યા અને માતા પિતાની આજ્ઞાના સમાચાર આપ્યા.

આપણા ચારિત્રપાત્ર પ્રભાવશાળી મુનિરત્ન શ્રી મોહનલાલજી મહારાજે બન્નેની હૃદયની ભાવના જાણી, તેઓની ભાગ્યરેખાઓ પણ તેવીજ સંયમ માટેની પડેલી જોઇને છેવટે દીક્ષા માટે અનુમતિ આપી એટલે બન્નેનો આત્મા આનંદથી નાચી ઉઠ્યો.

તુરત જ દુકાને આવીને પોતાની ભાવનાને નિશ્ચલ કરી લીધી અને 'એક ઘડી પણ પ્રમાદ સેવીશ નહિ. ક્ષણ લાખેણી જાય' તે દૃષ્ટિએ ઉત્સાહભેર ગુરૂવર્ય પાસે આવી પહોંચ્યા. ગુરૂદેવના ચરણમાં સર્વસ્વ અર્પી દીધું. ગુરૂદેવે મંગળ આશીર્વાદ આપ્યા.

મુનિશ્રી મોહનલાલજી મહારાજે બન્નેને પોતાના વિદ્વાન શિષ્ય શ્રી રાજમુનિજી પાસે મારવાડમાં મંઢાર ગામમાં મોકલી આપ્યા તેમજ 'આ બન્ને ભાઈઓ દીક્ષાના ઉમેદવાર તથા ભાગ્યશાળી છે' તેમ પત્ર લખી આપ્યો. બન્ને ગુરૂદેવના મંગળ આશીર્વાદ લઈને પોતાને કૃત કૃત્ય માનતા મારવાડને પંથે ચાલી નીકળ્યા.

બન્ને મુનિશ્રી રાજમુનિજી પાસે મંઢાર આવી પહોંચ્યા. ગુરૂવર્યનો સંદેશ પત્ર આપ્યો અને દીક્ષા માટેની પોતાની ભાવના પૂર્ણ કરવા પ્રાર્થના કરી. ગુરૂવર્યનો સંદેશ પત્ર વાંચી, બન્ને ભાગ્યશાળીને માટે ગુરુવર્ય શ્રી મોહનલાલજી મહારાજે દીક્ષાનું મુહૂર્ત્ત લખી મોકલ્યું હતું, તે મુહૂર્ત્તે દીક્ષા આપવાનો વિચાર નક્કી કરીને મુનિવર શ્રી રાજમુનિજી મહારાજ મંઢારથી વિહાર કરીને રેવદર પધાર્યા.

સંઘને દીક્ષાની જાણ થતાં રેવદર સંઘના આગેવાનોએ અઠ્ઠાઈ–મહોત્સવ શરૂ કર્યો. પૂજા–પ્રભાવના ચાલ્યાં બન્ને ઉમેદવારો જુદા જુદા ગૃહસ્થોને ત્યાં ભોજન માટે જવા લાગ્યા. બન્ને યુવાનોની વૈરાગ્યભાવના જોઈ બધા લોકો તેઓની પ્રશંસા કરવા લાગ્યા.

મુનિશ્રી રાજમુનિજી પણ બન્ને દીક્ષાર્થીઓની ભાવનાને વિશેષ દૃઢ કરવાની દૃષ્ટિએ પોતાની પાસે બેસાડી મનુષ્ય દેહની દુર્લભતા તેમજ વીતરાગના ધર્મનું પાલન અને ચારિત્ર પ્રાપ્તિ આ બધું પુણ્યના મહાન ઉદયથી જ પ્રાપ્ત થાય છે વગેરે ઉપદેશનું સિંચન કરતા રહેતા હતા.

દીક્ષાનો વરઘોડો ઘણો ઠાઠમાઠથી ચડ્યો. સંઘના ભાઈ-બહેનોનો ઉત્સાહ અનેરો હતો. ચતુર્વિધ સંઘની સમક્ષ ગામની બહાર વડના વૃક્ષ નીચે વિધિ-વિધાનપૂર્વક મુનિરાજ શ્રી રાજમુનિએ બન્ને ભાગ્યશાળીઓને ૧૯૫૮ ના ચૈત્ર (ગુ. ફાગણ) વદી ત્રીજના દિવસે શુભ ચોઘડીએ દીક્ષા આપી. સંઘમાં આનંદ આનંદ ફેલાઈ ગયો. દેવજીભાઈને શ્રી રત્નમુનિ તથા લદ્ધાભાઈને શ્રી લબ્ધિમુનિ નામ આપ્યાં. બન્ને હર્ષથી નાચી ઉઠ્યા.

સં. ૧૯૫૯નું પહેલું ચાતુર્માસ બન્ને મુનિઓએ ગુરૂવર્ય શ્રી રાજમુનિજીની સાથે આનંદપૂર્વક મંઢાર નગરમાં કર્યું. પર્યુષણપર્વ આનંદપૂર્વક થયાં. તપશ્ચર્યા પણ ઘણી થઈ. સંઘમાં આનંદ-મંગળ વર્તાઈ રહ્યો. બન્ને નૂતન મુનિઓનો અભ્યાસ ચાલવા લાગ્યો. તેઓએ પણ પર્યુષણમાં તપશ્ચર્યા સારી કરી. ગુરૂશ્રી રાજમુનિજીની છત્ર-છાયામાં બન્ને સાધુ ધર્મ પાળતાં પાળતાં બધાને પ્રિય થઈ ગયા.



# વડીદીક્ષા તથા અધ્યયન

૩

ગ્રામાનુગ્રામ વિહાર કરતાં ગુરૂવર્ય બે શિષ્યો સાથે આબુ તીર્થની યાત્રા કરીને ગામે ગામ જિનબિંબોના દર્શન કરતાં કરતાં શિવગંજ પધાર્યા. શિવગંજના શ્રી સંઘે ગુરૂવર્યને ચાતુર્માસ માટે પ્રાર્થના કરી. લાભાલાભનો વિચાર કરી શ્રી રાજમુનિજીએ શિવગંજમાં બન્ને નૂતન શિષ્યોની વડીદીક્ષા તેમજ ચાતુર્માસનો નિર્ણય જણાવ્યો. સંઘમાં આનંદ આનંદ ફેલાઇ ગયો.

ચાતુર્માસને ઘણો સમય બાકી હતો, તેથી ગામ જાવાલમાં શ્રી મોહનલાલજી મ. ના મુખ્ય શિષ્ય બિરાજમાન હોવાથી તેમને મળવા શિષ્યો સાથે જાવાલ ગયા. બન્નેનું મિલન હૃદયંગમ હતું. નૂતન શિષ્યોને જોઇને પન્યાસજી હર્ષિત થયા. શ્રીરાજમુનિજીની ભાવના બન્ને નૂતન મુનિને આવશ્યકાદિ યોગોમાં જોડવાની હતી અને પન્યાસજીએ તે બન્નેને યોગમાં દાખલ કર્યા. ઉપરાંત ત્યાં ઉપધાનતપ કરાવવાની શ્રી સંઘની ભાવના જાગવાથી પન્યાસજીએ આનંદ પૂર્વક કરાવી. શ્રી સંઘે

બહુ ઉલ્લાસ પૂર્વક ધામધૂમથી ઉપધાન માલારોપણ આદિ કરાવ્યાં અને નૂતન મુનિઓના યોગ પણ સંપૂર્ણ થઇ ગયા.

જાવાલથી પન્યાસ શ્રી જશમુનિજી મ. તથા શ્રી રાજમુનિ આદિ શિવગંજ પધાર્યા. સંઘે પન્યાસજીનું ભાવભર્યું સ્વાગત કર્યું. બન્ને નૂતન મુનિઓને વડી દીક્ષા આપવાની તૈયારી ચાલી. સં. ૧૯૬૦ ના વૈશાખ શુદિ દસમના રોજ મહોત્સવ પૂર્વક પન્યાસજી મહારાજે શ્રી રત્નમુનિ તથા શ્રી લબ્ધિમુનિને વડી દીક્ષા આપી અને વડી દીક્ષા વખતે પન્યાસજીએ સાધુના આચાર, જૈનધર્મમાં સાધુતાનું સર્વોચ્ચસ્થાન, ક્રિયાપાત્રતા તથા તપશ્ચર્યાની મહત્તા તેમજ શાસ્ત્રમાં દર્શાવેલ સાધુના આચારો વગેરે દર્શાવી તેઓશ્રીએ જણાવ્યું કે, સાધુઓએ પંચમહાવ્રતોનું પાલન રૂડી રીતે કરવું જોઇએ. તે માટે તો શાસ્ત્રમાં એક રસપ્રદ કથા છે.

ધનાવાહ શેઠે પોતાની ચાર પુત્રવધુઓની પરીક્ષા કરવા વિચાર કર્યો. દરેકને બોલાવી બધા સગા-સંબંધીઓની સમક્ષ ચોખાના પાંચ પાંચ દાણા સંભાળી રાખવા આપ્યા અને માગું ત્યારે આપવા સૂચના કરી.

ઉજ્જિકા પુત્રવધુએ તો જ્યારે શ્વસુર માંગશે ત્યારે કોઠારમાંથી લાવી આપીશ એમ ધારી ચોખાના દાણા ફેંકી દીધા, રક્ષિકાએ તો ડબ્બીમાં સંભાળી રાખ્યા, ભક્ષિકા તે ચાવી ગઇ અને રોહિણી જે ચતુર હતી તેણે તો એ ચોખાના દાણા પોતાના પિતાને ત્યાં મોકલ્યા અને તેને ખેતરમાં વાવવા માટે સૂચના કરી.

થોડા વર્ષો પછી શેઠે તો દેવાના સમય માફક જ બધા સંબંધીઓ સમક્ષ ચારે પુત્રવધુ પાસે પેલા ચોખાના પાંચ દાણા માગ્યા. ઉજ્જિકાએ કોઠારમાંથી લાવી આપ્યા, ભક્ષિકા તો ચાવી ગઇ હતી તે જણાવી લાવી આપવા જણાવ્યું અને રક્ષિકાએ તેના તે દાણા ડબીમાંથી લાવી આપ્યા પણ રોહીણીએ તો પોતાના શ્વસુરને ગાડું જોડાવી મંગાવવા જણાવ્યું અને પોતાના પીયરમાં એ ચોખાના પાકમાંથી મબલખ પાક થયો હોવાનું જણાવ્યું ત્યારે બધા રોહીણીની ચતુરાઈ પર મુગ્ધ થયા.

ધનાવાહશેઠે ઉજ્જિકાને ઘરનો કચરો વિગેરે બહાર ફેંકવાનું, ભક્ષિકાને રસોડાનું અને રક્ષિકાને ઘરની મિલ્કત (દરદાગીના આદિ) સંભાળી રાખવાનું કામ સોંપ્યું તેમ રોહિણીને ઘરની સર્વસ્વ સ્વામિની બનાવી.

આ કથાને શાસ્ત્રકારો આવી રીતે ઘટાવે છે—સગાસંબંધીઓ સમાન ચતુર્વિધ સંઘ સમક્ષ શેઠ તુલ્ય ગુરૂમહારાજ શાળીના પાંચ દાણા જેવા પાંચમહાવ્રતો શિષ્યોને આપે છે. શિષ્યોમાંથી જેઓ અનેક જાતના અતિચારો લગાવી મહાવ્રતોનું નાશ કરે છે તેઓ ઉજ્ઝિકાની જેમ અને જેઓ રસનાના ગુલામ બની સરસ આહારાદિકની શોધમાં જ પોતાનું જીવન વીતાવે છે તે આ ભક્ષિકાની જેમ આભવમાં ને ભવાંતરમાંય દુઃખી થાય છે.

જેઓ ભલે બીજાઓને ધર્મ પમાડી ન શકે પણ પોતે નિરતિપણે વિશુદ્ધ ચારિત્ર પાળે; તેઓ રક્ષિકાની માફક અને

જેઓ પોતે સુવિશુદ્ધ પાલન કરવા સાથે ઉપદેશદ્વારા બીજા અનેકોને સાધુ ધર્મમાં જોડે તે રોહિણીની જેમ સુખી થાય છે.

આ રીતે સાધુઓએ પણ પોતાનાં પંચમહાવ્રતોનું પાલન કરવું જોઇએ. આવા સાધુ મુનિરાજો આલોક-પરલોકનું કલ્યાણ સાધી શકે છે. બન્ને નૂતનમુનિઓ શાસનના રત્નો બને તેવા મંગળ આશીર્વાદ આપ્યા અને જૈનશાસનનો જયજયકાર ગુંજી ઉઠયો.

૧૯૯૦ નું ચાતુર્માસ ગુરૂવર્યે શીવગંજમાં બન્ને શિષ્યો સાથે કર્યું અને બન્ને મુનિઓએ પંચપ્રતિક્રમણ, દંડક, સંગ્રહણી, વગેરે ગ્રન્થોનો અભ્યાસ કર્યો. ચાતુર્માસ પૂર્ણ કરી ગુરૂજી નવા શહેરમાં આવ્યા. અહીં પણ બન્નેનો અભ્યાસ આગળ વધ્યો અને સારસ્વત તથા સિદ્ધાંત ચંદ્રિકા, કાવ્ય, અલંકાર, તર્કસંગ્રહ, શ્રુતબોધ વગેરેનો અભ્યાસ સારા વિદ્વાન પંડિત પાસે બન્ને મુનિઓએ સારી રીતે કર્યો. અહીં ૧૯૯૧નું ચાતુર્માસ કર્યું અને બન્નેનો અભ્યાસ ઠીક ઠીક વધ્યો.

૧૯૯૨ નું ચાતુર્માસ પીપાડમાં કર્યું ત્યાંથી વિહાર કરી કુચેરા નામના નગરમાં આવ્યા અને ૧૯૯૩ નું ચાતુર્માસ અહીં કર્યું. અહિં રાજમુનિજી મહારાજના ઉપદેશથી સ્થાનકવાસી ૨૫ ઘરો દેરાવાસી બન્યા રત્નમુનિજીની ભાવના પન્યાસ શ્રી જસમુનિજી મહારાજ પાસે સૂત્રોના યોગોદ્વહન કરવાની હોવાથી ગુરૂવર્ય શ્રી રાજમુનિજી મહારાજની આજ્ઞા લઈ ચાણોદ આવ્યા જ્યાં પંન્યાસ શ્રી જસમુનિને ભેટતાં અત્યંત આનંદ થયો. પંન્યાસજીએ તેમને પ્રેમપૂર્વક સત્કાર્યા.

આચાર્યશ્રીની સેવામાં રહી વિદ્યાભ્યાસ વધારવા લાગ્યા. પંન્યાસશ્રીની સેવાસુશ્રુષામાં આનંદ માનવા લાગ્યા. પંન્યાસ જસમુનિજીને ગુરૂદેવ યાદ આવ્યા. તેમની તબીયત નરમ સાંભળી ચિંતા થવા લાગી. મુનિ રત્નમુનિજી પણ ગુરૂદેવની સેવા કરવા અને તેમના આશીર્વાદ મેળવવા ઉત્સુક હતા.

ગુરૂદેવની તબીયતના સમાચાર પૂછાવ્યા અને મુંબઇ ગુરૂદેવની તબીયત ચિંતાજનક હોવાના સમાચાર મળતાં પંન્યાસ શ્રી જસમુનિજી તથા મુનિ શ્રી રત્નમુનિ આદિએ મુંબઈ તરફ વિહાર કર્યો.



## ગુરૂદેવનો સ્વર્ગવાસ

૪

પંન્યાસશ્રી જસમુનિએ શિષ્યો સહિત મુંબઈ માટે ઉગ્ર વિહાર કર્યો. અહીં ગુરૂવર્ય શ્રી મોહનલાલજી મહારાજની તબીયત નરમ તો હતી પણ સુરતના ગુરૂભક્તોની વિનતિ આવી કે ગુરૂદેવની તબીયત મુંબઈમાં સારી નથી રહેતી તેથી ગુરૂદેવ સુરત પધારે તો અહીં ઔષધાદિની તેમ તે માટે જોઈતા અનુપાનાદિની વિશેષ સગવડ હોવાથી તેમજ હવાફેરથી ગુરૂદેવની તબીયત સારી થઈ જશે.

સુરત ઉપર ગુરૂદેવના ઘણા ઘણા ઉપકારો હતા અને સુરતના શ્રી સંઘની ભાવના ગુરૂદેવની સેવાસુશ્રૂષા કરવાની તીવ્ર થવાથી પુણ્યરાશિ શ્રી મોહનલાલજી મહારાજે શિષ્ય-સમુદાય સાથે સુરત તરફ વિહાર કર્યો.

દહેણુંમાં પંન્યાસ શ્રી જસમુનિ તથા શ્રી રત્નમુનિજી આદિ ગુરૂવર્યને મળ્યા અને વંદનાનુવંદના કરી ગુરૂદેવની તબીયતની ચિંતા કરવા લાગ્યા. શ્રી મોહનલાલજી મહારાજ તો ધીર ગંભીર અને સહિષ્ણુ હતા. તેમણે કહ્યું કે 'ભાઈ! આ દેહ

તો હવે જીર્ણ થયો છે. ઘણું કામ આપ્યું છે આ શરીરે. તપ જપ પણ ઘણા કર્યાં. વિહારોપણ ઘણા લાંબા થયા. તીર્થયાત્રાઓ પણ ઘણી ઘણી કરી છે અને શાસન સેવાના કાર્યો પણ થઈ શકયાં તે કર્યાં છે. હવે તે થાકે તો તેમાં નવાઇ શી !'

હવે તો ખોળીયું બદલવાનો સમય આવી ગયો છે. તમારે કોઇને કશી ચિંતા કરવાની ન હોય. તમે શાસન સેવાના કાર્યો કરતા રહો અને સાધુ ધર્મને ઉજાળો તો મારા આત્માને શાંતિજ છે.

ગુરૂદેવની ભાવનાથી અને સુરત શ્રી સંઘના અત્યંત આગ્રહથી દહેણુથી શ્રી મોહનલાલજી મહારાજ પોતાના ૧૮ શિષ્ય પ્રશિષ્યો સાથે સુરત પધાર્યા. સુરતમાં શ્રી સંઘે ગુરૂવર્યનું ભાવ ભર્યું સ્વાગત કર્યું, ગુરૂદેવના દર્શને સુરતના હજારો ભાઇ–બહેનો ઉમટી આવ્યા. શ્રી સંઘમાં ગુરૂદેવના આગમનથી આનંદ આનંદ પ્રસરી રહ્યો.

આપણા ચરિત્રનાયક શ્રી રત્નમુનિજી ગુરૂદેવની સુશ્રુષામાં લાગી ગયા. આવા સેવાપ્રિય, સુશીલ, તપસ્વી અને વિદ્વાન પ્રશિષ્યને જોઇને શ્રી મોહનલાલજી મહારાજને બહુ આનંદ થયો. તેમના ગુરૂદેવ શ્રી રાજમુનિજી તેમજ પંન્યાસ શ્રી જસમુનિને તે માટે ધન્યવાદ આપ્યા.

આવા પ્રાતઃસ્મરણીય, ક્રિયાપાત્ર, જશનામી વચનસિદ્ધ ગુરૂવર્યના મંગળ આશીર્વાદ પોતાને મળ્યા તેથી શ્રી રત્નમુનિ તો ધન્ય ધન્ય થઈ ગયા. પોતાનો બેડોપાર થઇ ગયો તેમ

માનવા લાગ્યા. ગુરૂસેવાના મંત્રમાં કેવું વશીકરણ છે તેનું પ્રત્યક્ષ દૃષ્ટાંત જોવા મળ્યું.

ગુરૂદેવની તબીયત તો બરાબર નહોતી પણ સુરતમાં કાંઇ ને કાંઈ કલ્યાણકારી કાર્ય થાય તેવી તેમની ભાવના રહેતી. પોતાના ઘણા ઘણા જૈન શાસ્ત્ર, જૈન ધર્મ, જૈન તત્વજ્ઞાન, આગમ સાહિત્ય વગેરેના હજારો ગ્રંથરત્નો જુદી જુદી જગ્યાએ હતા. આવા ગ્રંથરત્નોનો સંગ્રહ એક જ જગ્યાએ હોય તો સાધુ-સાધ્વી, જૈન વિદ્વાનો તેનો વિશેષ લાભ લઇ શકે. આ વિચાર ગુરૂમહારાજને સ્ફુર્યો. તેમણે શેઠ નગીનચંદ કપુરચંદ ઝવેરીને બોલાવ્યા અને ઉપદેશ આપ્યો.

'ભાગ્યશાળી! પૂર્વપુણ્યના ઉદયે તમે હોમ-હામ અને દામ ઉપરાંત વીતરાગધર્મ અને અદ્વિતીય ખજાનારૂપ શાસ્ત્રો પામ્યા છો. મારી પાસે હજારો ગ્રંથરત્નો પડ્યાં છે. લક્ષ્મીના સ્વામી બન્યા છો તે લક્ષ્મીનો સદ્ઉપયોગ કરો તો એક સુંદર જ્ઞાનભંડાર થાય. મારાં બધાં પુસ્તકો તેમાં આપી દઉં. તમારૂં પણ કલ્યાણ થશે!'

શ્રી નગીનભાઈ સરલ પરિણામી ધર્મરૂચી હોઇ ગુરૂભક્ત હતા. તેમણે ગુરૂમહારાજના વચનામૃતો ઝીલી લીધા અને જ્ઞાનભંડાર માટે નિર્ણય થઇ ગયો. સુરતમાં એક ભવ્ય જ્ઞાન ભંડાર કરવાનું શેઠ નગીનચંદ કપુરચંદે વચન આપ્યું. ગુદેદેવને પણ અત્યંત આનંદ થયો.

આ ગુરૂદેવનું છેલ્લું મહત્વનું કાર્ય થયું. પછી તો ગુરૂદેવની તબીયત દિવસે દિવસે લથડતી જતી હતી. ઔષધો-

પચાર તો ઘણા ઘણા કર્યો પણ બધાનું પરિણામ નિષ્ફળતામાંજ આવતું ગયું.

આ સમયે પરમપૂજ્ય ગુરૂદેવ શ્રી મોહનલાલજી મહારાજની સેવામાં, શિષ્ય-પ્રશિષ્યાદિ ૧૮ સાધુઓ એકત્ર થયા હતા. જો કે એ બધાય અનન્ય ગુરૂભક્ત અને ગુરૂસેવામાં અટલ શ્રદ્ધાવાળા હતા છતાં કુદરતના 'બધાના વિચાર-પ્રવૃત્તિઓ એક સમાન ન હોય' એ નિયમાનુસાર તેમ 'ભેગા થયેલા હાંડલાઓ પ્રસંગે અવશ્ય ખડખડે' એ લોકોક્તિ મુજબ સાધુઓનું પારસ્પરિક કંઇ કંઇક વૈમનસ્ય થતું જણાતાં ગુરૂદેવ શ્રી મોહનલાલજી મહારાજને વિચાર થયો કે-એટલા બધા સાધુઓને લાંબા ટાઇમ સુધી અહિં એકત્ર રહેવાની શું આવશ્યક્તા છે? થોડા થોડાઓ જુદો વિહાર કરે તો અનેકો ભવ્યાત્માઓને ધર્મોપદેશનો લાભ મળે.

એ દૃષ્ટિએ અમુક સાધુઓ જે સારી યોગ્યતાવાળા છે તેમને વિહાર કરાવી દેવો જોઇએ. એવો વિચાર કરીને ગુરૂવર્યે પોતાના મુખ્ય અને દરેકે દરેક ગુરૂ આજ્ઞાઓને ગૌતમસ્વામિની પેઠે શિરસાવંધ માનનારા પરમ વિનીત શિષ્ય પંન્યાસ શ્રી જશવિજયજી મહારાજને પોતાની પાસે બોલાવીને કહ્યું કે:—

'महानुभाव ! मैं अच्छी तरह जानता हूं के तुम बडे ही विनीत और संपूर्णतया आज्ञाका पालन करने वाले गुरुभक्त हो, इसी गुरुभक्ति के कारण मारवाड से विहार कर पोशीना व ईडर जैसे भयंकर पहाडी प्रदेश में होकर अनेकों परीसहों का मुकावला करते हुए अत्यंत उग्र विहार से हमारे पास आ पहूंचे हो, तुमारी असाधारण गुरुभक्ति की भावना सफल हुइ जो

तुमारा-हमारा मिलना होगया. अब इस समय यहां जो अठारह साधु एकत्र हुए हो, वे सब जुदे जुदे विचरो तो अनेकों भव्यात्माओंको धर्मोपदेश का लाभ दे सको, और हमारा यह देह तो जीर्ण हुआ है वह अंतमे तो जाने वाला है, चाहे तो हमारे पास रहो और चाहे तो आज्ञानुसार अन्यत्र विचरो, एक दिन तो तुमारा-हमारा वियोग होना अवश्य ही है, उसके निमित्त गृहस्थों की तरह अपने साधु अवस्था में किसी प्रकारका शोक-संताप करने का है नहीं, बल्कि संसार की इस असारता को देख-विचार के वैराग्य भावना में स्वयं निश्चल होनेका एवं दुसरों को भी उपदेशादि द्वारा निश्चल करने का है, मेरे को खूब याद है कि तुमने दीक्षा लेकर आज दिन तक २४ वर्ष के दीक्षा पर्याय में किसी दिन हमारी आज्ञा का लेशमात्र भी अतिक्रमता नहीं किया एवं आगेको करने के नहीं यह भी पूर्ण विश्वास है, इस वास्ते मैं अपनी राजी-खुशी व प्रसन्नता से तुमको कहता हुं कि-यहां ज्यादे न रह कर परम पवित्र तीर्थधाम श्री सिद्धाचलजी की यात्रा निमित्त अन्य पांच साधुओं के साथ पालीताणा तरफ विहार कर जाओ।'

ગુરૂમહારાજની આ આજ્ઞા સાંભળતાં જ પંન્યાસ શ્રી જશમુનિજી મહારાજની આંખોમાંથી અશ્રુધારાઓ વહેવા લાગી અને ગદ્દગદ્ સ્વરે બોલ્યા કે-આપ શું કહો છો? 'ગુરૂદેવ! આપની આવી અશક્ત અવસ્થામાં આ આજ્ઞાનું પાલન મારાથી કેમ થઇ શકે?' ગુરૂદેવે ફરમાવ્યું કે—

"महानुभाव! मैं तुमारे विनय व गुरुभक्ति से तुम पर खूब प्रसन्न हुं, मेरे ख्याल से तुमको यहां मेरे पास रहने के

बदले विहार कर इस वर्षका चोमासा तीर्थाधिराज श्री सिद्धाच-लजी की पवित्र छाया में पालीताणे करना अधिक लाभदायक है, मेरा अंतःकरण के प्रेमसे तुमको आशीर्वाद है कि—उस तीर्थधाम में जानेसे तुमको बहुत अच्छा लाभ होगा और सदा के वास्ते शांति से संयम आराधना करोगे, वास्ते किसी तरह का दुःख न लाकर प्रसन्न चित्तसे पालीताणा तरफ विहार करो"

વિનયવાન શિષ્ય પંન્યાસ શ્રી જયમુનિજીને ગુરૂદેવની એ આજ્ઞાને અનિચ્છાએ પણ અત્યંત દુઃખિત હૃદયે સ્વીકારવી પડી એટલે આપણા ચરિત્રનાયક શ્રી રત્નમુનિજી આદિ પાંચ સાધુઓ સહિત સુરતથી પાલીતાણા તરફ વિહાર કર્યો, ત્યાર પછી ગુરૂદેવે પોતાના બીજા એક વિનયવાન સુયોગ્ય શિષ્ય શ્રી દેવમુનિજી કે જેઓ સારા અધ્યાત્મજ્ઞાની આગમજ્ઞગીતાર્થ હોવા સાથે આપણા ચરિત્રનાયકના પૂજ્ય ગુરૂદેવ શ્રી રાજ-મુનિજી મહારાજની સાથે સં. ૧૯૪૬ ના વર્ષે સુરતમાં ચિંતામણિ પાર્શ્વનાથપ્રભુના દેરાસરમાં જ જેમની દીક્ષા થઇ હતી, તેમને પણ બીજા બે સાધુઓ સહિત વિહાર કરાવી દીધો. પોતાની પાસે માત્ર ૯ સાધુઓને રાખ્યા.

ગુરૂદેવની શારીરિક અસ્વસ્થતા પ્રતિદિવસ વધતી રહી, તે દરમ્યાન સુરતના શ્રીસંઘે તેમ પાસે રહેલા બધા શિષ્યોએ ગુરૂદેવની ખૂબ સેવા સુશ્રુષા કરી પણ તૂટીની બૂટી નહિ તે નિયમાનુસાર સં. ૧૯૬૪ (ગુ. ૬૩)ના વૈશાખ (ગુ. બીજા ચૈતર) વદ ૧૨ ના દિવસે ગુરૂદેવનો સ્વર્ગવાસ થયો. સુરતના આબાલવૃદ્ધ ગમગીન બની ગયા. સુરતમાં ગુરૂદેવની ભવ્ય

સ્મશાનયાત્રા નીકળી. આજે પણ સુરતના હજારો સ્ત્રી-પુરૂષો પોતાના પરમ ઉપકારી પ્રાતઃસ્મરણીય ગુરૂવર્યને યાદ કરે છે.

ગુરૂદેવ શ્રીમદ્ મોહનલાલજી મહારાજના સ્વર્ગવાસના સમાચાર પંન્યાસ શ્રી જશમુનિજી મહારાજ તથા આપણા ચરિત્રનાયક શ્રી રત્નમુનિજી મહારાજને વિહારમાં વલ્લભીપુરમાં તારદ્વારા મળ્યા અને પરમોપકારી ગુરૂદેવના સદાના વિયોગ માટે ચિત્તમાં અસહ્યખેદ થયો. ગમગીનભાવે દેવવંદન કરી તુરત જ ત્યાંથી વિહાર કરીને અનુક્રમે તીર્થાધિરાજ શત્રુંજયની યાત્રાર્થે પાલીતાણા પધાર્યા.

૧૯૬૪ નું ચાતુર્માસ પાલીતાણામાં કર્યું. સિદ્ધાચળમાં તપ, ધ્યાન, યાત્રા આદિ આનંદપૂર્વક કર્યાં અને અનેક ભક્તજનો પન્યાસજી મહારાજના વંદનાર્થે પાલીતાણા આવ્યા.

રતલામના સુપ્રસિદ્ધ શેઠ કેસરીસિંહજી બાફણા પન્યાસશ્રીના દર્શન કરવા આવ્યા અને પોતાની માતાજીએ કરેલ વીશસ્થાનક અને નવપદજીની તપશ્ચર્યાના ઉદ્યાપન નિમિત્તે રતલામ પધારવા આગ્રહભરી વિનંતિ કરી એટલે પન્યાસશ્રીએ તેનો સ્વીકાર કર્યો અને ચાતુર્માસ પછી લગભગ પોષમાસમાં પાલીતાણાથી રતલામ તરફ વિહાર કર્યો.



# ધર્મ-ઉદ્યોત

૫

ગ્રામાનુગ્રામ વિહાર કરતાં કરતાં અમદાવાદ, કપડવંજ, ગોધરા આદિ થઇને રતલામ પધાર્યા. શ્રી સંઘે પન્યાસશ્રીનું ભાવભીનું સ્વાગત કર્યું. શેઠશ્રી કેશરીસિંહજીએ સ્વાગતમાં ખૂબ ધામધૂમ કરી, રતલામનો પ્રવેશ સ્મરણીય બની ગયો.

આ તરફથી સ્વનામા ધન્યા મહાપુણ્યશાલિની વિદુષી સાધ્વીજી શ્રીમતી પુણ્યશ્રીજીને પણ શેઠશ્રીએ ખૂબ આગ્રહ પૂર્વક વિનંતિ કરેલી હોવાથી તેઓપણ પોતાની અનેક વિદુષી શિષ્યા પ્રશિષ્યા આદિના બહોળા પરિવાર સાથે રતલામ આવી પહોંચ્યા.

શેઠશ્રી કેશરીસિંહજીએ પોતાના માતુશ્રીના ઉધાપનની તૈયારીઓ ધમધોકાર કરાવવા માંડી. જ્ઞાન, દર્શન, ચારિત્રના દરેકે દરેક ઉપકરણો સારી સંખ્યામાં એકત્ર કર્યા. રથયાત્રા માટે જયપુરથી શ્રી સંઘનો મનોહર યંત્રકળાથી ચાલતો રથ મંગાવ્યો. દેશ દેશાવરમાં આમંત્રણ પત્રિકાઓ મોકલવામાં આવી. અનેક સ્નેહી-સંબંધી-દર્શકો આ પ્રસંગે આવી પહોંચ્યા. તેમાં કલકત્તાના સુપ્રસિદ્ધ રાયબહાદુર બાબૂ બદ્રી-

દાસજીના સુપુત્ર રાય કુમારસિંહજી તથા શ્રી લાભચંદજી મોતીચંદજી ફર્મના ભાગીદાર બાબુ મોતીચંદજી નખત, જોધપુરથી જ્યોતિઃ શાસ્ત્રના પરમ નિષ્ણાત વયોવૃદ્ધ યતિવર્ય શ્રી જુહારમલજી તેમજ સંગીતકળાના અસાધારણ વિખ્યાત શ્રીમાન કાનમલજી પટવા આદિ સજ્જનોની હાજરી નોંધ પાત્ર હતી.

ઉદ્યાપન નિમિત્તે અઠ્ઠાઇ મહોત્સવ શરૂ થયો. બધી ક્રિયાઓ વિધિવિધાન પૂર્વક થવા લાગી. હંમેશાં વિધવિધ પૂજાઓ ભણાવવામાં આવતી હતી. ભગવાનની મૂર્તિઓને આકર્ષક આંગી કરવામાં આવતી હતી. રાત્રે સંગીત શાસ્ત્રીઓની ભાવનાઓ સાંભળવા હજારો સ્ત્રી પુરૂષો ઉમટી આવતા હતા. મિષ્ટ ભોજનમાં હજારો સ્ત્રી પુરૂષો ભાગ લેતા હતા. શહેરના જૈન જૈનેતર ભાઇ બહેનો ઉત્સવની ધામધૂમ જોવા આવતા હતા. હમેશાં સુધાભરી વાણીમાં ગુરૂવર્યના વ્યાખ્યાનો થતાં હતાં. ઉત્સવમાં શાંતિસ્નાત્ર આદિ પણ કરવામાં આવ્યું હતું. રથયાત્રાની શોભા તો અવર્ણનીય હતી. રથયાત્રા જોવા શહેરના આબાલવૃદ્ધ ઉમટી આવ્યા હતા.

ઉત્સવની પૂર્ણાહૂતિ થયા બાદ રતલામના સમસ્ત શ્રીસંઘે મળીને પંન્યાસજી મહારાજને ચાતુર્માસ માટે અત્યંત આગ્રહભરી વિનંતિ કરી અને પંન્યાસજીએ લાભાલાભની દૃષ્ટિએ તેનો સ્વીકાર કર્યો. સં. ૧૯૯૫ નું ચાતુર્માસ આપણા ચરિત્ર નાયકે પન્યાસજી મહારાજની સાથે રતલામમાં કર્યું. આ ચાતુર્માસમાં પન્યાસશ્રીએ મૌનવ્રત સાથે ત્રણમાસ સુધી આયંબીલની તપશ્ચર્યા કરી હતી. તે સાથે આપણા ચરિત્રનાયકે પણ શ્રી વર્ધમાન તપની ઓળીની શરૂઆત કરીને ૧૭ ઓળી

લાગલાગટ કરીને પારણું કર્યા વગરજ સૂત્રોના યોગોમાં પ્રવેશ કર્યો હતો.

પર્યુષણા પર્વ આનંદપૂર્વક ઉજવાયાં. તપશ્ચર્યા ઘણી સારી થઇ, સ્વપ્નાનું ઘી પણ ઘણું થયું. સાધર્મી વાત્સલ્યનો લાભ શેઠશ્રી કેશરીસિંહજીએ લીધો. પ્રભાવનાઓ પણ તેમના તરફથી ઘણી થઈ.

રથયાત્રા તો એવી ધૂમધામથી નીકળી કે આખું ગામ જોવાને ઉમટી પડયું.

પંન્યાસશ્રીના વ્યાખ્યાનો સાંભળવા જૈન અને જૈનેતરો પણ આવવા લાગ્યા. સાધ્વીશ્રી પુણ્યશ્રીએ બહેનોમાં સારા ધર્મ-સંસ્કારોનું સિંચન કર્યું. રાત્રિજાગરણ પણ આનંદથી થયું. આખા શહેરમાં ઉત્સવની ધૂમ મચી ગઇ. આનંદ આનંદ છવાઇ ગયો. શેઠશ્રી કેશરીસિંહજીએ ઉદ્યાપન પણ કર્યું અને આ બધા ધર્મઉદ્યોતના કાર્યોમાં રૂપીઆ પચીસ હજાર જેટલું ખર્ચ કરીને પોતે ઘણો લાભ લીધો.

પંન્યાસશ્રીએ શહેરમાં પાઠશાળાની જરૂરીયાત જાણી બાળકો અને બહેનો માટે ધર્મશિક્ષણની કેવી જરૂરીયાત છે તે આગેવાનોને સમજાવ્યું અને ગુરૂદેવના ઉપદેશથી શેઠશ્રી કેશરીસિંહે રૂપીઆ પચાસ હજાર આપવા વચન આપ્યું. પાઠશાળાની સ્થાપના કરવામાં આવી અને ધર્મશિક્ષણનું મહત્વનું કાર્ય થયું.

ચાતુર્માસ પૂર્ણ થતાં પન્યાસશ્રીએ માલવ દેશમાં દરેક ગામે વિચરવાની ઇચ્છાએ વિહાર કર્યો અને શ્રી રત્નમુનિની

ધુલેવાજીના દર્શનની ભાવના થવાથી પન્યાસશ્રીની આજ્ઞા લઇને શ્રી ભાવમુનિની સાથે શ્રી રત્નમુનિ ધુલેવાજીના દર્શન માટે ગયા. અહીં શરીર અસ્વસ્થ રહેતું હતું છતાં ૧૧ માસ સુધી આયંબિલતપ કર્યું અને ત્યાંથી કેશરીયાજીની યાત્રા કરી ઇંદોરમાં પન્યાસશ્રીને આવી મળ્યા.

પંન્યાસશ્રીએ શ્રી કેશરમુનિજી, શ્રી ભાવમુનિજી, શ્રી રત્નમુનિજી અને શ્રી ચિમનમુનિજી આ ચાર સાધુઓને ઉત્તરાધ્યયન આદિ સૂત્રોના યોગમાં જોડ્યાં અને વિહાર કરતાં ગોપપુર લશ્કર ગવાલિયરના શ્રી સંઘના આગ્રહથી ગોપપુરમાં આવીને સ્થિરતા કરી. સં. ૧૯૬૬ નું ચાતુર્માસ ગોપપુર લશ્કર (ગ્વાલિયર) માં કર્યું.

ભગવતી સૂત્રનો યોગ સમાપ્ત થયો અને ગણીપદના સમારંભ અંગે મહોત્સવ શરૂ કરવામાં આવ્યો. કાર્તક વદી તેરશના દિવસે મંગલ મુહૂર્તમાં ચતુર્વિધ સંઘની હાજરીમાં પંન્યાશ્રીએ શ્રી ગુમાનમુનિજી, શ્રી રિદ્ધિમુનિજી, શ્રી કેશરમુનિજી, શ્રી રત્નમુનિજી તથા શ્રી ભાવમુનિજી આ પાંચ મુનિયોને ગણીપદથી તેમ પહેલાના ત્રણ મુનિઓને પંન્યાસપદથી સુશોભિત કર્યો. શ્રી જૈનશાસનનો જયજયકાર થઇ રહ્યો. ચતુર્વિધ સંઘમાં આનંદ આનંદ ફેલાઇ રહ્યો. અહીંથી પંન્યાસજી પૂર્વદેશની યાત્રાર્થે નીકળ્યા અને યાત્રાના ધામોની ભાવપૂર્વક યાત્રા કરી જન્મ સફળ કર્યો.

★

## શિષ્યરત્નની પ્રાપ્તિ

૬

શ્રી રત્નમુનિ ગણી પોતાના ગુરૂવર્ય શ્રી રાજમુનિ મહારાજ પાસે રત્નપુરી ગયા. સં. ૧૯૬૭ નું ચાતુર્માસ અહીં કર્યું. ચાતુર્માસ પૂર્ણ થયે ગ્રામાનુગ્રામ વિહાર કરતાં મહીદપુર પધાર્યા. અહીં શ્રી સંઘે ભાવભર્યું સ્વાગત કર્યું. ચાતુર્માસ માટે વિનતિ કરી અને સં. ૧૯૬૮ નું ચાતુર્માસ મહીદપુરમાં આનંદપૂર્વક કર્યું.

મુંબઈના ભાઈઓની ઘણા સમયથી પ્રાર્થના હતી. તેથી ગુરૂની આજ્ઞા મળતાં ગ્રામાનુગ્રામમાં ધર્મોપદેશ કરતાં કરતાં શ્રી રત્નમુનિ ગણીશ્વર મુંબઈ પધાર્યા. મુંબઈમાં ગણીશ્વરનું ભાવભર્યું સ્વાગત કરવામાં આવ્યું. શેરીએ શેરીએ ગુરૂમહારાજના દર્શને લોકો ઉમટી આવ્યા. ગુરૂમહારાજને બહેનોએ ગહુંલીઓ કરી સોના-રૂપાના ફુલથી વધાવ્યા.

મુંબઈમાં પાયધુની પર ખરતર ગચ્છના શ્રી મહાવીર સ્વામીના ઉપાશ્રયમાં ગણીશ્વરજી પધાર્યા. સંઘમાં હર્ષ ફેલાયો. સં. ૧૯૬૯ નું ચાતુર્માસ મુંબઈમાં થયું. આ ચાતુર્માસમાં ઘણા ધર્મ ઉદ્યોતના કાર્યો થયાં. વ્યાખ્યાનમાં આચારાંગ સૂત્રની

વાચના કરી અને બહેન ભાઇઓએ તપશ્ચર્યા-વ્યાખ્યાન આદિનો ખૂબ ખૂબ લાભ લીધો.

ગણીવર વ્યાખ્યાન પછી બેઠા હતા. ટપાલ આદિ જોઇને ગોચરીની તૈયારીમાં હતા ત્યાં, એક યુવાન ઉપાશ્રયમાં આવ્યો અને ગણીશ્રીને ભાવપૂર્વક વંદણા કરી.

'ધર્મલાભ ! ભાઇ ક્યાંથી આવો છો !' ગણીવરે પૂછયું.

'દયાસિંધુ ! હું માળવાના વિછડોદનો રહીશ છું. મારા પિતાનું નામ મુન્નાલાલ છે, મારી માતાનું નામ સિદ્ધિદેવી છે. મારૂં નામ પન્નાલાલ છે. ઘણા વખતથી મારી ભાવના દીક્ષાની હતી, તે માટે હું પૂજ્યપાદ શ્રી રાજમુનિના દર્શને મહિદપુર ગયો. તેમણે મને વૈરાગ્યની મારી ભાવનામાં દ્રઢ કર્યો અને તેમની આજ્ઞાથી હું આપના ચરણમાં આવ્યો છું.' યુવકે સ્પષ્ટતા કરી.

'ભાગ્યવાન ! તારી ભાવના તો સારી છે, પણ માતા પિતાની આજ્ઞાવિના મારાથી દીક્ષા ન આપી શકાય. વળી આ તો અસિધારા વ્રત છે. પરિસહો સહન કરવાની તાકાત હોય, તપશ્ચર્યાની ભાવના હોય તોજ દીક્ષાનો વિચાર કરજે.' ગણીવરે ચેતવણી આપી.

'દયાળુ ! મારી કસોટી ક્યાં કરો છો ! મારા પિતા તો સ્વર્ગવાસી થયા છે અને માતાની આજ્ઞા લઇને આવ્યો છું. વળી મુંબઇ જેવી મોહમયી નગરી જોયા પછી મારૂં મન દ્રઢ ન હોય તો હું આપના ચરણમાં આવું જ શેનો ! કૃપા કરી મને તારો' પન્નાલાલે પ્રાર્થના કરી.

'તમે પણ નામ પ્રમાણે સાચા પન્ના છો. સારું, શુભ મુહૂર્તે દીક્ષા અપાશે. તમે અહીં સુખેથી રહો. હમણાં સૂત્રોનો અભ્યાસ કરો. સાધુના આચાર જાણી લ્યો. અને અવસરે તમારી ભાવના જરૂર પૂર્ણ થશે.'

ભાઈ પન્નાલાલની ઘણા સમયની ભાવના હતી. માતાએ પણ તેમની દ્રઢ પ્રતિજ્ઞા જાણી છેવટે ન છૂટકે સંમતિ આપી. તે મહીદપુર મુનિરત્ન શ્રી રાજમુનિ પાસે ગયો. તેમણે તેની વૈરાગ્યભાવમાં દ્રઢતા જોઈને મુંબઇમાં તેમના શિષ્ય ક્રિયાકુશળ, તપસ્વી શ્રી રત્નમુનિ ગણવરની પાસે મોકલ્યા. અહીં ગણીવરે તેમના અભ્યાસ વગેરેની વ્યવસ્થા કરી આપી.

શ્રી રાજમુનિ મહારાજની આજ્ઞાથી શ્રી રત્નમુનિ ગણીશ્વરે ૧૯૬૯ ના ફાગણ સુદિ બીજના મંગલ દિવસે સારા મુહૂર્તમાં ભાઇ પન્નાલાલને દીક્ષા આપી. તેનું નામ પ્રેમમુનિ રાખવામાં આવ્યું. પ્રેમમુનિના આનંદનો પાર નહોતો. આજે તેમના મનના મનોરથ ફળ્યા.

ફાગણ સુદ ત્રીજના દિવસે શ્રી રત્નમુનિ ગણીવરે નૂતન પ્રેમમુનિ સાથે મુંબઈથી વિહાર કર્યો: ઘાટકોપરના ભાઇઓની વિનંતિથી ઘાટકોપરમાં સ્થિરતા કરી. શ્રી પ્રેમમુનિને વડીદીક્ષા પણ ઘાટકોપરમાં ધામધૂમપૂર્વક આપી. પછી શેષાકાળમાં આસપાસના પરાઓમાં વિચર્યા.

આ બાજુ મુંબઈ પાયધુની મહાવીરસ્વામી દેરાસરના બીજા ચોમાસા માટે ટ્રસ્ટીઓ આવ્યા અને આગ્રહભરી વિનંતી કરી. એટલે ગણિવરે લાભાલાભની દૃષ્ટિએ સં. ૧૯૭૦ નું

ચાતુર્માસ પણ અહીં મુંબઈમાં કર્યું, ચાતુર્માસ પૂર્ણ કરી ગણીવર અગાશી પધાર્યા. મુંબઈથી આવેલા ગુરૂભક્તોએ સાધર્મીવાત્સલ્ય કર્યું. અહીંથી વિહાર કરી વલસાડ પધાર્યા. અહીં શ્રી યશઃસૂરીશ્વરના સ્વર્ગગમનના સમાચાર સાંભળી ચિંતા થઇ. સૂરીશ્વર સાથેના દિવસો, તેમની મમતા અને વિદ્વત્તા શાંતિપ્રિયતા તથા અભ્યાસ કરાવવા માટેની ધગશ સાંભરી આવ્યાં.

પણ 'ટૂટીની બૂટી નહિ' તેમ જ્ઞાનદષ્ટિએ જોઇને દેવવંદન કર્યાં, અને શત્રુંજય તરફ વિહાર કર્યો. સુરત, ભરૂચ આદિ નગરોમાં વિહાર કરતાં કરતાં તીર્થાધિરાજ શત્રુંજયની યાત્રા માટે પાલીતાણા પધાર્યા. શ્રી જીનેશ્વર દેવાધિદેવની યાત્રા શ્રી પ્રેમમુનિ સાથે આનંદથી કરી.



# જન્મભૂમિમાં ઉદ્યાપન

૭

'મત્થએણુવંદામિ!'

'ધર્મલાભ! ભાગ્યશાળી કયાંથી આવો છો!'

'ગુરૂદેવ! અમે કચ્છના છીએ. યાત્રાર્થે આવ્યા હતા. આપશ્રી અહીં બિરાજો છો તે સાંભળી અત્યંત આનંદ થયો. આપ તો જન્મભૂમિને ભૂલી જ ગયા. દીક્ષા લીધા પછી પધાર્યા જ નથી.'

'ભાઇઓ! તમારી વાત સાચી છે. પહેલાં તો અભ્યાસમાં ઘણો સમય ગયો. ગુરૂવર્યની સેવા સુશ્રુષામાં થોડો વખત રહેવું પડયું. મુંબઇ પણ જવાની જરૂર હતી. શત્રુંજયની યાત્રાના ભાવ પણ ઘણા સમયથી હતા. હવે ખરેખર જન્મભૂમિ યાદ આવે છે.'

'કૃપાળુ! હવે અહીંથી જન્મભૂમિ કચ્છમાં પધારો. અમારી શ્રીસંઘ તરફથી ભાવભરી વિનતિ છે. શ્રી ભદ્રેશ્વર તીર્થની યાત્રા પણ થશે અને કચ્છપ્રદેશના ગામોમાં ધર્મનો ઉદ્યોત થશે.'

'જહાસુખમ્! તમારી ભાવના પ્રમાણે અહીંથી વિહાર કરી જન્મભૂમિ તરફ જ આવવું છે. અંજારના ઘણા શ્રાવક-

ભાઈઓનો પણ પત્ર છે. વળી અમારી જન્મભૂમિ લાયજામાં તો ઉદ્યાપન કરવાને માટે શ્રીસંઘ તૈયાર છે.'

'કૃપાસિંધુ ! આપના દર્શનથી આનંદ થયો. અમારી વિનંતિને માન આપી જન્મભૂમિ કચ્છ તરફ પધારો છો તે જાણી અમારા હર્ષનો પાર નથી. કચ્છના ગામેગામના આગેવાનો શ્રીસંઘો આપના આગમનની રાહ જોશે અને આપનું સ્વાગત કરવા તૈયાર રહેશે.'

શત્રુંજયની યાત્રા કરી શ્રી રત્નમુનિ ગણીએ શિષ્યો સહિત કચ્છ તરફ વિહાર કર્યો. ગ્રામાનુગ્રામ વિહાર કરતાં કરતાં કચ્છમાં પધાર્યા અને ગામેગામના શ્રાવકો ગણીવરનું ભાવપૂર્વક સ્વાગત કરવા લાગ્યાં. અંજાર થઇને ગણીવરે શ્રી ભદ્રેશ્વર તીર્થની યાત્રા આનંદ ઉલ્લાસપૂર્વક કરી. અહીં લાયજાના ભાઇઓ આવી પહોંચ્યા અને જન્મભૂમિમાં પધારવા આગ્રહભરી વિનંતિ કરી. લાભાલાભની દષ્ટિએ ગણીવર લાયજા પધાર્યા.

લાયજાના આબાલવૃદ્ધ સૌ ગણીવરના દર્શન માટે ઉમટી આવ્યા. ગણીવરનું બહુ ભાવ પૂર્વક સ્વાગત કર્યું. પોતાનાજ ગામના એક રત્ન આજે ધર્મઉદ્યોત માટે પધાર્યા છે તે જાણીને શ્રી સંઘના નાના મોટા ભાઇ બહેનોમાં આનંદ આનંદ ફેલાઇ ગયો. હમેશાં વ્યાખ્યાનમાં ભારે ભીડ રહેવા લાગી. શ્રી સંઘની ભાવના ગુરુવર્યના આગમનથી નવપદના ઉદ્યાપનની જાગી અને ગુરુવર્યની નિશ્રામાં સુંદર રીતે ઉદ્યાપન કર્યું. હમેશાં વિવિધ રાગ રાગણીમાં પૂજાઓ ભણાવવામાં આવતી. ભગવાનને જાત જાતની કલાત્મક અંગ રચના થતી હતી. તેમજ રાત્રે ભાવ-

નાઓ બેસતી. ગામેગામના લોકો ઉદ્યાપનના દર્શન માટે આવવા લાગ્યા. રથયાત્રાનો વરઘોડો બહુ ઠાઠમાઠથી નીકળ્યો હતો. હમેશાં વિધવિધ પ્રભાવનાઓ થતી હતી. અને સાધર્મી વાત્સલ્ય પણ બહુ ભાવ પૂર્વક થતાં હતાં. જન્મભૂમિ લાયજામાં ગુરૂવર્ય રહ્યા ત્યાં સુધી આનંદ મંગળ વર્તી રહ્યો.

ધર્મઉદ્યોત સારો થયો. સૌએ યથાશક્તિ ઉદ્યાપનમાં ફાળો આપ્યો. બધાના હૃદયમાં ધર્મની જ્યોત પ્રગટી અને ઘેર ઘેર ગુરૂવર્યના જયનાદ ગવાવા લાગ્યા.

કચ્છ બીદડાના ભાઈઓ ગુરૂવર્યને વંદન કરવા આવ્યા. અને બીદડા પધારવા પ્રાર્થના કરી. શ્રી સંઘના આગ્રહથી લાયજાના ઉદ્યાપનનું કાર્ય સંપૂર્ણ કરી ગુરૂવર્ય બીદડા પધાર્યા. સં. ૧૯૭૧ નું ચાતુર્માસ બીદડામાં કર્યું.

બીદડામાં શ્રાવણ શુદી પૂર્ણિમાએ અઠ્ઠાઈ મહોત્સવ કરવા પૂર્વક આદીશ્વર ભગવાનના મંદિરમાં શ્રી આદીશ્વર ભગવાનની મૂર્તિની પ્રતિષ્ઠા ધામધૂમ પૂર્વક મુનિજી શ્રી રત્નગણીવર્યના મંગળ હસ્તે કરવામાં આવી. ચાતુર્માસ પૂર્ણ થતાં માંડવીના સંઘના આગેવાનો ગુરૂવર્યને પ્રાર્થના કરવા આવ્યા. તેમનું બીદડાના સંઘે સ્વાગત કર્યું. અને માંડવીના આગેવાનોએ ગુરૂવર્યને માંડવી પધારવા વિનતિ કરી. લાભાલાભની દૃષ્ટિએ ગુરૂવર્ય માંડવી પધાર્યા. અહીં થોડો સમય રહી વ્યાખ્યાન આદીથી શ્રી સંઘના ભાઈ બહેનોને લાભ આપી શ્રી ગણીવર્ય પંચતીર્થીની યાત્રાએ નીકળ્યા.

*

卐 ﹀﹀﹀﹀﹀﹀﹀ 卐

## કચ્છમાં શાસનપ્રભાવના

卐 ︿︿︿︿︿︿︿ 卐

૮

પંચતીર્થની યાત્રા કરી સાંધાણુ પધાર્યા. અહીં એક મુનિરાજે આઠ દિવસના ઉપવાસ કર્યા હતા તેથી શ્રી સંઘે આગ્રહપૂર્વક સ્થિરતા કરવા વિનતિ કરી. તપશ્ચર્યા નિમિત્તે અઠ્ઠાઇ–મહોત્સવ થયો અને ગણીવરે તપસ્વીને આશીર્વાદ આપ્યા. અહીંથી તપસ્વી મુનિ સહિત વિહાર કરીને ગણિવરજી નસીનપુર ( નળીયામાં ) આવ્યા. અહીં તપસ્વી મુનિએ ૨૪ દિવસના ઉપવાસ કર્યા એથી ગણીવરજી ત્યાં રોકાઇ ગયા. અહીં પણ શ્રી સંઘે અઠ્ઠાઇ–મહોત્સવ કર્યો. ત્યાંથી માંડવીના શ્રી સંઘનો આગ્રહ હોવાથી ગણીવર માંડવી પધાર્યા.

સં. ૧૯૭૨ નું ચાતુર્માસ માંડવીમાં કર્યું. અહીં લાયજાનો સંઘ ગણીવરના દર્શને આવ્યો. માંડવીના શ્રી સંઘે તેઓનો સત્કાર કર્યો. અહીં પણ તપસ્વી મુનિએ દોઢ માસના ઉપવાસ કર્યા અને માંડવી ગામમાં અઠ્ઠાઇ–મહોત્સવ થયો. તપસ્વીના દર્શને આસપાસના ગામના લોકો આવવા લાગ્યા. શહેરમાં આનંદ આનંદ થઈ રહ્યો. ગણીવરે તપસ્વીને શાતા રહે અને

તેમની સેવા સુશ્રૂષા થાય તે માટે સુંદર પ્રબંધ કર્યો અને માંડવી ચાતુર્માસ પૂર્ણ કરી ગણીવર નાંગલપુર પધાર્યા. અહીં ગુરૂવર્ય શ્રી રાજમુનિજી મહારાજના સ્વર્ગવાસના સમાચાર સાંભળી ગમગીન થયા. દેવવંદન કર્યું. અહીંથી ભુજ પધાર્યા. લાલચંદ્રભાઈના પુત્ર ડોસાભાઈની સંઘ કાઢવાની ભાવના હોવાથી ગણીવરે તે માટે આશીર્વાદ આપ્યા અને સંઘમાં પધાર્યા. યાત્રા કરી અંજાર પધાર્યા. થોડા દિવસ સ્થિરતા કરીને સં. ૧૯૭૩ નું ચાતુર્માસ સંઘના ભાવભર્યા આગ્રહથી ભુજમાં કર્યું.

પર્યુષણ પર્વ ધૂમધામથી થયા. તપશ્ચર્યા આદિ સારા પ્રમાણમાં થઈ. આઠ દિવસોનો ઉત્સવ થયો તેમાં પંચતીર્થોની મનોહર રચના કરવામાં આવી. આ રચનાના દર્શનનો આસ-પાસના ગામના શ્રાવકો રોજ લાભ લેવા લાગ્યા.

શ્રી ગિરનાર તથા શત્રુંજય આદિ તીર્થોની યાત્રાની ભાવના થતાં ચાતુર્માસ પૂર્ણ કરી ગણીવર ગિરનાર–શત્રુંજય તથા ત્યાંની પંચતીર્થીની યાત્રાઓ કરી રાધનપુર પધાર્યા. અહીં થોડો સમય સ્થિરતા કરી અંજાર પધાર્યા, ત્યાં શ્રાવિકા અમૃત-બાઇને વર્ષીતપનું પારણું થયા પછી પાછા ભુજ પધાર્યા. અહીં લાયજાના શેઠ તેજુ કાયા તથા શેઠ રવજી સોજપાલ આદિ ભાઇઓ ચોમાસાની વિનંતિ કરવા આવ્યા અને ગણીવર લાયજા પધાર્યા. સં. ૧૯૭૪ નું ચાતુર્માસ ગણીવરે જન્મભૂમિ લાયજામાં કર્યું. અહીં વ્યાખ્યાનમાં જૈન ભાઇઓ ઉપરાંત જૈનેતર ભાઇઓ પણ આવતા હતા. ગણીવરે અહિં સવારના ઉતરાધ્યયન સૂત્ર અને પ્રદ્યુમ્નચરિત્ર તેમ બપોરે પ્રાકૃત રામાયણ ઉપર વિવેચન કરીને જન સમાજને ઘણો આકર્ષિત કર્યો.

અહીં માંડવીનો સંઘ ગણીવરને વિનતિ કરવા આવ્યો અને માંડવીના અગ્રગણ્ય શેઠ ગોપાળજી પરશોતમના આગ્રહભર્યાં આમંત્રણને માન આપી લાભાલાભનું કારણ જાણી ચાતુર્માસ પૂર્ણ થયે ગણીવર માંડવી પધાર્યા. માંડવીના શ્રી સંઘે ગણીવરનું ભાવભર્યું સુંદર સ્વાગત કર્યું. માંડવીમાં ધર્મપ્રભાવનાના ઘણા કાર્યો થયાં. અહીંથી ફરી લાયજા પધાર્યા. અહીં રાજીબાઇ નામની શ્રાવિકાની ભાવના દીક્ષા માટે હોઇને તેમના સગાંસંબંધીની રાજી ખુશી જાણી અઠ્ઠાઇ-મહોત્સવ આદિ ઠાઠમાઠપૂર્વક કરી રાજીબાઇને ગણીવરે દીક્ષા આપી, રૂપશ્રીજીની શિષ્યા બનાવી. તેમનું નામ રાજશ્રી રાખવામાં આવ્યું.

અહીંથી વિહાર કરી માંડવી પધાર્યા. અહીં દીપબાઇને દીક્ષાની ભાવના હોવાથી નખત્રાણા જઇને ત્યાં દીપબાઇને દીક્ષા આપી દીપ્રશ્રીજીની શિષ્યા બનાવી. તેમનું નામ જયશ્રી રાખવામાં આવ્યું. સં. ૧૯૭૫ નું ચાતુર્માસ ગણીવરે દુર્ગાપુર (નવાવાસ) માં કર્યું. અહીં વ્યાખ્યાનમાં શુભાશુભ કર્મોના ફળસૂચક વિપાક સૂત્ર અને મલયસુંદરી ચરિત્ર વાંચ્યું.

દુર્ગાપુરમાં બે તડ હતા. અંદર અંદર કલેશ ચાલતો હતો તેથી ધર્મકાર્યોમાં પણ વારંવાર અડચણો આવતી અને સમાધાન થતું નહિ. ગણીવરે બન્ને પક્ષોના સમાધાન માટે પ્રયત્ન કર્યો અને ગણીવરના ઉપદેશામૃતથી બન્ને પક્ષોમાં શાંતિ થઇ. પર્યુષણ પર્વ બન્નેએ આનંદ અને ઉત્સાહપૂર્વક કર્યાં અને આનંદ ફેલાઇ રહ્યો. ગણીવર યશનામી ઠર્યા.

ચાતુર્માસમાં પર્યુષણ પૂર્ણ થયા પછી ઇન્ફ્લુએન્ઝાની

બિમારી ભારતભરમાં વ્યાપ્ત થતી અહીં પણ આવી પહોંચી અને તેના અંગે ગામ ખાલી થઇ ગયું. ગણીવરજી પણ વિહાર કરી પાસેના ગામ રાયણમાં જઇને શેષ ચાતુર્માસ પૂર્ણ કર્યું. ચાતુર્માસ પછી ગણીવર ભુજ પધાર્યા. ભુજથી શા વસનજી વાઘજીએ ભદ્રેશ્વરનો સંઘ કાઢ્યો. ગણીવર તેમાં પધાર્યા અને ભદ્રેશ્વરની યાત્રા કરી અંજાર પધાર્યા.

અંજાર થોડા દિવસની સ્થિરતા કરી અહીં ગણીવરજીના બાળસ્નેહી અને સહદિક્ષિત ન્હાના ગુરૂભાઇ સમર્થ વિદ્વાન મુનિવર શ્રી લબ્ધિમુનિજી મહારાજ સુરત ચાતુર્માસ પૂર્ણ કરીને પરમપવિત્ર તીર્થાધિરાજ શ્રી સિદ્ધાચળની યાત્રા કરી ગ્રામાનુગ્રામ વિહાર કરતા અંજારમાં આવ્યા. ગણીવરને પ્રેમભાવથી વંદન કર્યું. બંને ગુરૂભાઈઓનું આ મિલન અત્યંત પ્રેમ અને માધુર્ય ભર્યું હતું. દર્શકો આવું બંધુ મિલન જોઇને મુગ્ધ થઈ ગયા. ત્યારપછી ગણીવરજી પોતાના ગુરૂભાઇ અને શિષ્ય સાથે ફરી ભદ્રેશ્વરની યાત્રા કરવા ગયા.

દુર્ગાપુર (નવાવાસ) માં શા આસુભાઇ વાઘજીને ત્યાં ઉજમણાનો મહોત્સવ કરવાનો હોવાથી ચૈત્રી ઓળીમાં ત્યાં પધાર્યા. ઓળીની આરાધના ખૂબ આનંદપૂર્વક થઈ. ઉજમણાનો મહોત્સવ પણ ખૂબ ઠાઠમાઠપૂર્વક કરવામાં આવ્યો. ત્યારપછી ભુજમાં શ્રી હરખચંદ શીવજીભાઈ વોરાના ધર્મપત્નીને વરસી-તપનું પારણું હોવાથી શ્રી સંઘના આગ્રહથી ગણીવર પાછા ભુજ પધાર્યા. તપસ્વી બહેનને આનંદપૂર્વક પારણું કરાવ્યું. આ તપશ્ચર્યા નિમિત્તે અઠ્ઠાઇ-મહોત્સવ કરવામાં આવ્યો. સં. ૧૯૭૬ નું ચાતુર્માસ શ્રી સંઘના આગ્રહથી ભુજમાં કર્યું.

વ્યાખ્યાનમાં પન્નવણા સૂત્ર તથા પાંડવ ચરિત્ર વાંચવામાં આવતું હતું. શ્રી સંઘના આબાલવૃદ્ધ વ્યાખ્યાનનો ખૂબ આનંદપૂર્વક લાભ લેતા હતા. ચાતુર્માસ પછી પંચતીર્થીની યાત્રા કરી ગણીવર પત્રી પધાર્યા પણ ભુજમાં આ વર્ષે પણ શ્રી કરમચંદ છબીલદાસના ધર્મપત્ની અ. સૌ. સંતોકબાઈને વરસીતપનું પારણું હોવાથી ફરી ભુજમાં પધાર્યા. અઠ્ઠાઈ-મહોત્સવ થયો. પારણું આનંદપૂર્વક થયું. સં. ૧૯૭૭ માં માંડવીના સંઘના આગ્રહથી માંડવી પધાર્યા. અહીં ચાતુર્માસ આનંદપૂર્વક કર્યું. વ્યાખ્યાનમાં જીવાભિગમ સૂત્ર અને વિક્રમ ચરિત્ર વાંચ્યું. આ રીતે સાત વર્ષ કચ્છભૂમિમાં રહી ખૂબ શાસન પ્રભાવનાના કાર્યો કર્યાં.



# તીર્થયાત્રાઓ

૯

કચ્છમાંથી ગામે ગામ વિહાર કરતાં કરતાં ગણીવર જામનગર પાસે ધુંવાવ ગામ આવ્યા. જામનગરના રહીશ શેઠ હઠીસંગ માનસંગ પારેખ વિનંતિ કરવા આવ્યા અને ગુરૂવર્યને જામનગર લઈ આવ્યા. અહીં ધર્મોપદેશ કરીને ભક્ત જનોને ધર્મ ભાવનામાં દૃઢ કર્યા. અહીંથી વિહાર કરી સુરત પાસે કતાર ગામ પધાર્યા. અને સુરતના ગુરૂભક્તોની વિનંતિથી ગણીવર સુરત પધાર્યા. સુરતમાં શ્રી સંઘે ભાવભર્યું સ્વાગત કર્યું. સં ૧૯૭૮ નું ચાતુર્માસ આનંદ પૂર્વક સુરતમાં શીતળ-વાડી ઉપાશ્રયે કર્યું. ચાતુર્માસ પછી ભરૂચ પધાર્યા, ભરૂચના મંદિરોના દર્શન કરી અમદાવાદ પધાર્યા. અમદાવાદમાં શ્રી ભાવમુનિગણિનો મેળાપ થયો. બન્નેને અરસ પરસ બહુજ આનંદ થયો. ઘણા વર્ષોના મેળાપથી સાથે રહી તીર્થયાત્રાની ભાવના જાગી અને બન્ને ગણીવરો શિષ્ય પરિવાર સાથે તીર્થયાત્રા માટે નીકળ્યા અને શેરીસા ગયા.

શેરીસાતીર્થ ગુજરાતનું પ્રાચીન શહેર હતું. કહેવાય છે કે તે બાર ગાઉના વિસ્તારમાં હતું. મુસલમાની સમયમાં આ

શહેરનો નાશ થયો. હવે તો નાનકડું ગામ છે, પણ ત્રણ પ્રતિમાજી પાર્શ્વનાથ ભગવાનની પ્રાચીન અને ફણાવાળી ઘણી મનોહર તથા ચમત્કારી છે. એક ઋષભદેવ ભગવાનના ભવ્ય પ્રતિમાજી છે. અંબીકાદેવીની ભવ્ય મૂર્તિ છે. આ પ્રાચીન તીર્થની યાત્રા કરતાં અનેરો આનંદ થયો. ગણીવર શેરીસાની યાત્રા કરી પાનસર પધાર્યા. પાનસરમાં ભગવાન મહાવીર સ્વામીના પરમ તેજસ્વી પ્રતિમાજીના દર્શન કરી વિશાળ ધર્મશાળાઓ, ઉપાશ્રય, ભોજનશાળા વગેરેની વ્યવસ્થા જોઈ શ્રી ભોયણીજી તીર્થ પધાર્યા.

ભોયણી ગામ તો જંગલમાં મંગળ સમાન છે. ભોયણીના કેવળ પટેલ પોતાના ખેતરમાં કુવો ખોદાવતા હતા. ત્યાં અચાનક વાજા વાગવાનો અવાજ આવ્યો. કુવાના ખાડામાં ચીરો પડયો અને વિશેષ ખોદતાં શ્રી મલ્લીનાથજી ભગવાનના પ્રતિમાજી નીકળ્યા. આ પ્રતિમાજી ચમત્કારી અને અદ્દભુત છે. ભોયણીમાં મલ્લીનાથજીના દર્શનથી ખૂબ ખૂબ શાંતિ મળી, આવા ચમત્કારી પ્રતિમાજીના વારંવાર દર્શન કરી આત્માનંદ માણ્યો. ધર્મશાળાઓ પણ ઘણી છે. વ્યવસ્થા ઘણી સુંદર છે. અહીં દર પુનમે આસપાસના ઘણા ભાવિકો દર્શન-પૂજન માટે આવે છે.

ભોયણીથી પાલીતાણા તથા ગિરનાર અને તારંગાતીર્થની યાત્રાના ભાવ થયા એટલે ગણીવર પાલીતાણા જુનાગઢ થઈને તારંગા પધાર્યા.

ઉત્તર ગુજરાતમાં રાજા વેણીવત્સરાજે તારાનગર વસાવ્યું હતું. તારણમાતા પર્વતની અધિષ્ઠાત્રી હતાં. તારણમાતાના

નામથી તારંગા નામ પડયું. રાજા કુમારપાળે શ્રી અજીત-પ્રાસાદ બનાવરાવી ૧૦૧ આંગળના માપવાળી ભવ્ય શ્રી અજીત-નાથ ભગવાનની પ્રતિમા પધરાવી. અહીં તારંગામાં શ્રી અજીતનાથ પ્રભુની સુરમ્ય, અલૌકિક, ચમત્કારી મૂર્તીના દર્શન કરી અત્યંત આનંદ અનુભવ્યો. કોટિશિલા-સિદ્ધશિલા, મોક્ષ-બારી વગેરેના દર્શન કરી તારંગાના આરોગ્યપ્રદ નિર્મળ હવા-પાણીનો લાભ લઇ ગણિવર કુંભારીયા થઇ આબુના કળામય ભવ્ય મંદિરોના દર્શને પધાર્યા.

આબુના વિમળશાહ અને વસ્તુપાળ-તેજપાળના બેનમૂન કલાત્મક મંદિરો જોઇને ધન્ય ધન્ય શબ્દો નીકળી પડ્યા. જે દાનેશ્વરીઓ કરોડો રૂપીઆ ખર્ચીને જૈન સંસ્કૃતિના સર્વોચ્ચ પ્રતીકસમા અદભૂત દેવમંદિરો બનાવી જગતમાં એક સ્મરણીય શાશ્વત સ્મારક કરી ગયા, તે ભાગ્યશાળીઓ ખરેખર પોતાનું આત્મકલ્યાણ સાધી ગયા. લાખોને તે માર્ગદર્શાવતા ગયા.

આબુજીની યાત્રા કરીને હણાદરા તરફ નીચે ઉતર્યા. અહીં સાધ્વીજી શ્રીમતી ઉત્તમશ્રીજીની પાસે એક બાઈની દીક્ષા થવાની હતિ તે નિમિત્તે ગણીવરજીને ત્યાં પધારવા વિનંતિ આવી પણ પોતાની તબીયત અસ્વસ્થ હોવાના કારણે પોતાના ગુરૂભાઇ મુનિશ્રી લબ્ધિમુનિજી અને ગણી ભાવમુનિજીને શીવગંજ મોકલ્યા અને સ્વયં પોતાના શિષ્ય શ્રી પ્રેમમુનિ સાથે મંઢાર પધાર્યા. સં. ૧૯૭૯ નું ચાતુર્માસ અહીં કર્યું. અહીં વ્યાખ્યાનમાં ઉત્તરાધ્યન સૂત્ર અને વિક્રમ ચરિત્ર વાંચ્યું.

ચાતુર્માસ પછી અહીંથી પાલી પધાર્યા. પાલીમાં પંન્યાસજી શ્રી કેશરમુનિ આદિ મુનિરાજોના મિલાપથી આનંદ

થયો. પાલીમાં બે-ત્રણ દીક્ષાઓમાં ગણીવરે ભાગ લીધો. જેસલમેરની શ્રાવિકા દયાબાઇને દીક્ષા આપી તેમને કલ્યાણશ્રીજીની શિષ્યા બનાવી તેનું નામ દયાશ્રીજી રાખવામાં આવ્યું. અહીંથી વિહાર કરીને બાડમેર થઇને જેસલમેર પધાર્યા. જેસલમેરમાં શ્રી હજારીમલજી બાફણાએ ગુરૂભક્તિનો સારો લાભ લીધો. સં. ૧૯૮૦ નું ચાતુર્માસ જેસલમેરમાં પૂર્ણ કર્યું.

જેસલમેરમાં પ્રાચીન ભંડારમાંથી અનેક પ્રાચીન ગ્રંથોના ઉતારા કર્યા.

જેસલમેરથી વિહાર કરી લોદ્રવાજી તીર્થના દર્શન કર્યા. દર્શન કરીને પાછા જેસલમેર પધાર્યા. ત્યાં કિલ્લામાં આદીશ્વર પ્રભુના દહેરાસરમાં યતિવર્ય શ્રી વૃદ્ધિચન્દ્રજીએ નવીન દેવ કુલિકા કરાવી તેમાં શ્રી જીનદત્તસૂરિ તથા શ્રી જિનકુશલસૂરિજીની મૂર્તિ અને ચરણ પાદુકાની પ્રતિષ્ટા કરાવી. અહીંથી વિહાર કરી સંઘના આગ્રહથી પોકરણ ફલોધી પધાર્યા. સંવત ૧૯૮૧ નું ચાતુર્માસ ફલોધીમાં આનંદપૂર્વક પૂર્ણ કર્યું. માસખમણ-અઠ્ઠાઇ આદિ તપશ્ચર્યાઓ ઘણી સારી થઇ. અહીં ઉદ્યાપન મહોત્સવ થયો તેમજ સાધ્વી શ્રી જ્ઞાનશ્રીજી તથા શ્રી વલ્લભશ્રીજીના આગ્રહથી શ્રાવિકા કોલાબાઇને દીક્ષા આપવામાં આવી તેનું નામ હેમશ્રી રાખવામાં આવ્યું. અહીંથી લોહાવટમાં શ્રી ચક્રેશ્વરી દેવી તથા ગણધર શ્રી ઇંદ્રભૂતિ (ગૌતમસ્વામી) વગેરે મૂર્ત્તિઓની સ્થાપના કરી અજમેર પધાર્યા.

અજમેરમાં શ્રી જીનદત્તસૂરિના સ્તૂપના દર્શન કરી શ્રી કેશરીયાજીની યાત્રા કરી રત્નપુરી-રતલામ તથા સમેલીયા

થઇ મહીદપુર પધાર્યા. અહીં શ્રી લબ્ધિમુનિ તથા શ્રી પ્રેમમુનિને રાખી શ્રી ગણીવર નળખેડામાં પધાર્યા. સંઘના આગ્રહથી સં. ૧૯૮૨ નું ચાતુર્માસ અહીં કર્યું. અહીં ધર્મપ્રભાવના સારી થઈ ઉપરાંત ચૌદ પ્રતિમાઓની અંજનશલાકા પણ ગણીવરના શુભ હસ્તે થઇ.

ચાતુર્માસ પછી મંડોદા પધાર્યા. ત્યાં રિખવચંદજી ચોરડીયાએ બંધાવેલ ગુરૂમંદિરમાં શ્રી જીનદત્તસૂર્યાદિની મૂર્તિ તથા પાદુકાની સ્થાપના કરી. અહીં શ્રી સંઘમાં ભારે ઉત્સાહ ફેલાયો. અહીંથી મુજનેર તથા પડાણામાં ગુરૂપાદુકા પ્રતિષ્ઠાનું કામ આનંદપૂર્વક પતાવી ડગપુર પધાર્યા. અહીં શ્રી લક્ષ્મીચંદજી વેદના તરફથી ઠાઠમાઠથી ઉજમણાનો મહોત્સવ થયો અને દાદા શ્રી જિનકુશળસૂરિજી તથા શ્રી રત્નપ્રભસૂરિજીની ચરણ પાદુકાઓની સ્થાપના કરી ત્યાંથી માંડવગઢ યાત્રા કરીને ઈન્દ્રપુરી, ઈન્દોર થઇને મક્ષી પાર્શ્વનાથ અને ઉજ્જૈનમાં અવંતી પાર્શ્વનાથની યાત્રા કરતાં મહીદપુર પધાર્યા. મુનિવર શ્રી લબ્ધિમુનિજી તથા શ્રી પ્રેમમુનિજીને શ્રી પ્રેમમુનિજીની જન્મભૂમિ વિછડોદના શ્રી સંઘના આગ્રહથી ચાતુર્માસ માટે મોકલી ગણીવરજી પોતે ગણી શ્રી ભાવમુનિજી સહિત રૂણીજા પધાર્યા. શ્રી સંઘના આગ્રહથી સં. ૧૯૮૩ નું ચાતુર્માસ રૂણીજામાં કર્યું. અહીં શ્રાદ્ધવર્ય શ્રીમાન રામલાલજીએ ખૂબ ઠાઠમાઠથી ઉજમણું કર્યું. રૂણીજાનું ચાતુર્માસ પૂર્ણ કરી ગણીવરજી ભાણપુરા પધાર્યા.

અહીં શ્રીમતી સાધ્વી શ્રી કલ્યાણશ્રીજીની શિષ્યા દયાશ્રીજીની વડી દીક્ષા સમારોહપૂર્વક કરાવી અહીંથી જાવરા

અને રતલામ વગેરે નગરોને પાવન કરતા ગણીવરજી મહીદપુર પધાર્યા. અહીંના શ્રી સંઘના આગ્રહથી સં. ૧૯૮૪ નું ચાતુર્માસ મહીદપુરમાં કર્યું. મહીદપુરનું ચાતુર્માસ યાદગાર બની ગયું. અહીં સાધ્વીજી શ્રીમતી કલ્યાણશ્રીજીએ માસખમણની ભારે તપશ્ચર્યા કરી તથા ચરિત્રનાયક ગણીવરના પ્રધાનશિષ્ય શ્રી પ્રેમમુનિજીએ બાર ઉપવાસ કર્યા. આ તપશ્ચર્યા નિમિત્તે અઠ્ઠાઇ મહોત્સવ, રથયાત્રા, પૂજા, પ્રભાવના, રાત્રિ જાગરણ આદિ ખૂબ ઉલ્લાસપૂર્વક થયાં. અઠ્ઠાઇમહોત્સવ નિમિત્તે આસપાસના લોકો દર્શનાર્થે આવવા લાગ્યા અને શહેરમાં તપશ્ચર્યાના ઉત્સવ અંગે ભારે રોનક મચી રહી.

સં. ૧૯૮૫ નું ચાતુર્માસ ગણીવરે ભાણપુરામાં કર્યું. ભાણપુરામાં સાત ધજાદંડોની પ્રતિષ્ઠા કરીને દહેરાસરોના શિખરો પર ચઢાવ્યા. આ નિમિત્તે અઠ્ઠાઇમહોત્સવ, રથયાત્રા સ્વામીવાત્સલ્ય થયાં. આ ચાતુર્માસમાં તપશ્ચર્યા આદિ ધર્મ-કાર્યો પણ બહુ આનંદપૂર્વક થયાં.



# મુંબઇમાં ધર્મપ્રભાવ

## ૧૦

'મત્થેણુવંદામિ' રાયબહાદુર શેઠ રવજીભાઇએ વંદના કરી.

'ધર્મલાભ! ભાગ્યશાળી! મુંબઈ જેટલે દૂરથી અહીંસુધી આવી પહોંચ્યા! તમારી ગુરૂભક્તિને ધન્ય છે.'

'દયાળુ! પૂજ્ય શ્રી પ્રાતઃસ્મરણીય પુણ્યરાશિ શ્રી મોહનલાલજી મહારાજના અમારા ઉપર હજાર હજાર ઉપકાર છે. તો તેમના વિદ્વાન તપસ્વી ક્રિયારૂચિ ગણીવરને કેમ ભૂલી શકાય!'

'એ મહાત્મા તો મુંબઇના આબાલવૃદ્ધના પરમ ઉપકારી હતા. તેઓ તો વચન સિદ્ધ હતા.'

'સાહેબ! આપ ઘણા વર્ષોથી અમને ભૂલી ગયા છો. મુંબઇથી વિહાર કર્યે ઘણો સમય થઈ ગયો. હવે કૃપા કરી મુંબઈ પધારો. મુંબઇમાં ધર્મપ્રભાવ પ્રગટાવો, અમારાથી શકય સેવા સુશ્રુષા કરી અમે કૃતાર્થ થઈશું.'

'રાયબહાદુર! તમે તો ધર્મનિષ્ઠ, સંઘના મહારથી, ગુરૂભક્તિમાં આનંદ માનનાર તથા ભાગ્યશાળી છો. તમારી ભાવનાને પૂર્ણ કર્યા સિવાય ચાલશે નહિ. ચાતુર્માસ પછી

જરૂર મુંબઇ તરફ વિહાર કરીશું. તમે નિશ્ચંત રહેશો. ત્યાં આપણા સૌ ધર્મપ્રેમી સજ્જનોને અમારા ધર્મલાભ કહેશો.'

આપણા ચરિત્ર નાયક શ્રી રત્નમુનિ ગણીવર ભાણપુરામાં હતા ત્યાં મુંબઇના મહારથી શેઠ શ્રી રવજીભાઈ સોજપાળ રાવબહાદુર ગણીવરના દર્શને પધાર્યા. અને મુંબઈ પધારવા વિનતિ કરી. શેઠ રવજીભાઇએ ભાણપુરામાં પૂજા પ્રભાવના તથા પોતા તરફથી સ્વામીવાત્સલ્ય કરી ધર્મભાવના દર્શાવી અને શ્રી સંઘમાં આનંદ આનંદ થઇ રહ્યો.

ચાતુર્માસ પૂર્ણ કરી ગણીવર વિહાર કરી શ્રી પ્રેમમુનિજીની જન્મભૂમિ વિછડોદ, ઉજ્જૈન, ઇંદોર, શિરપુર, ધુલીયા, ચાંદવડ, નાસિક આદિ નગરોની સ્પર્શના કરતા કરતા ઘાટકોપર પધાર્યા. અહીં શ્રી સંઘે ગણીવરનો ભાવપૂર્વક સત્કાર કર્યો. શેઠ રવજી સોજપાળ, શેઠ મેઘજી સોજપાળ, તથા ગણીવરના ગૃહસ્થપણાના સગાભાઈ શાહ ગણશી ભીમશી આદિ આગેવાનો પધાર્યા અને પ્રેમપૂર્વક વંદન કરી મુંબઇ પધારવા ભાવભરી વિનતિ કરી. ગણીવરે ઘાટકોપરથી વિહાર કર્યો અને લાલવાડી પધાર્યા

શ્રી સંઘે બહુ સુંદર સામૈયું કર્યું. બેન્ડ, મંગળગીતો, ચતુર્વિધ સંઘમાં જયજયકાર તથા આનંદ ઉત્સવપૂર્વક ગણીવર લાલવાડીના ઉપાશ્રયમાં પધાર્યા. ગણીવરે મનનીય વ્યાખ્યાન આપી મંગલિક સંભળાવ્યું. ગણીવરના જયઘોષથી ઉપાશ્રય ગુંજી ઉઠ્યો. આબાલવૃદ્ધમાં આનંદ આનંદ ફેલાઇ રહ્યો. બહેનોએ ભાવપૂર્વક ગહુંલીઓ કરી. સોનારૂપાના ફુલોથી ગણીવરને વધાવ્યા. શ્રીફળની પ્રભાવના કરવામાં આવી.

ગણીવરની સૂત્ર વંચના બહુ મધુર હતી. ગુરૂભક્તોની ભાવના હતી કે આ ચાતુર્માસમાં શ્રી ભગવતી સૂત્રની વાંચના કરવામાં આવે તો આત્મકલ્યાણ સધાય. શ્રાવક ભાઇ-બહેનોની ભાવનાથી શ્રી ભગવતી સૂત્રની વાંચનાનો નિર્ણય થયો. સંઘમાં હર્ષ ફેલાયો. ધામધૂમપૂર્વક શ્રી ભગવતી સૂત્રને લઈ જવામાં આવ્યું. મુહૂર્તના દિવસે ધામધૂમપૂર્વક આનંદ-ઉલ્લાસથી જ્ઞાનયાત્રા કાઢીને ઉપાશ્રયમાં સૂત્ર લાવવામાં આવ્યું.

શ્રીફળ તથા રૂપાનાણાથી સૂત્રને વધાવવામાં આવ્યું. હર્ષનાદોથી ભગવતી સૂત્ર ગુરૂમહારાજના હાથમાં પધરાવવામાં આવ્યું. સોનારૂપાના ફૂલો તથા વાસક્ષેપથી જ્ઞાનપૂજા કરીને મહોત્સવપૂર્વક સૂત્રવાચના શરૂ કરવામાં આવી. વ્યાખ્યાનમાં ભારે ભીડ રહેતી. ભગવતી સૂત્રની વાંચના ભાવિકજનો ભક્તિપૂર્વક એક ધ્યાનથી સાંભળતા હતા. હમેશાં જ્ઞાનપૂજા તથા વિવિધ ગહૂંલીઓ થતી. શ્રીફળની પ્રભાવના થતી. ભગવતી સૂત્રની વાચના ઉલ્લાસપૂર્વક થઇ અને સંઘમાં આનંદ આનંદ ફેલાઇ રહ્યો.

અષાડ શુદિ ૧૧ ના લક્ષાધિક નૂતન શ્રાવક બનાવનાર યુગપ્રધાન દાદાસાહેબ શ્રી જિનદત્તસૂરીશ્વરજી મહારાજનો સ્વર્ગારોહણ ઉત્સવ આચાર્યશ્રી વિજયવલ્લભસૂરીશ્વરજીના અધ્યક્ષસ્થાને શ્રી ગોડીજીના ઉપાશ્રયમાં ઠાઠમાઠથી ઉજવવામાં આવ્યો. સુરતનિવાસી પ્રસિદ્ધ ઝવેરી ગુરૂભક્ત શ્રી પ્રેમચંદ કલ્યાણચંદે શ્રીફળની પ્રભાવના કરી. શ્રી મહાવીર સ્વામીના દેરાસરમાં ગુરૂદેવ શ્રી દાદાસાહેબની મૂર્ત્તિ પાદુકા પાસે પૂજા ભણાવવામાં આવી હતી. આ રીતે સં. ૧૯૮૬ નું ચાતુર્માસ

આપણા ચરિત્રનાયક શ્રી રત્નમુનિ ગણીવર્યે તથા મુનિશ્રી લબ્ધિમુનિ, ગણીશ્રી ભાવમુનિ તથા શ્રી પ્રેમમુનિ સહિત લાલવાડીના ઉપાશ્રયમાં આનંદપૂર્વક કર્યું.

આ ચાતુર્માસમાં તપશ્ચર્યા-ઉત્સવો-ધાર્મિક કાર્યો ઘણા સારા પ્રમાણમાં થયાં. ચાતુર્માસ પછી ગણીવર થોડો સમય ઘાટકોપર જઈ આવ્યા.

શ્રી ગોડીજીપાર્શ્વનાથના દહેરાસરના ટ્રસ્ટીઓના આગ્રહથી ગણીશ્વરજીએ ગોડીજીના ઉપાશ્રયે આવી બે માસની સ્થિરતા કરી ધર્મોપદેશ આપ્યો. ખરતરગચ્છ સંઘના અગ્રેસર સુરતના રહેવાસી ઝવેરી મુળચંદ હીરાચંદ ભગતના પ્રયાસથી શ્રી મહાવીર સ્વામીના ઉપાશ્રયનો જીર્ણોદ્ધાર ગણીવરના ઉપદેશથી કરાવ્યો. સં. ૧૯૮૭ નું ચાતુર્માસ મુંબઈમાં ખરતરગચ્છના ઉપાશ્રયમાં કર્યું. આ ચાતુર્માસમાં પણ ધર્મઉદ્યોતના સારા કાર્યો થયાં.



# બે દીક્ષા-મહોત્સવો

૧૧

'સાહેબ! આ ભાઈના દીક્ષાના ભાવ છે. ઉપાશ્રયે તો વારંવાર આવે છે પણ હમણાં હમણાં તેમના ભાવ વધ્યા છે.' પ્રેમમુનિજીએ ગણીવરને દીક્ષાર્થીની વાત કરી.

'મત્થએણવંદામિ' નાનજીભાઈએ વંદણા કરી.

'ધર્મલાભ! તમે કચ્છદેશના લાગો છો!'

'જી હા! મોટી ખાખરના છીએ.'

'સાહેબ! આપણા શ્રી લબ્ધિમુનિજી મહારાજના સંસારી પણાના સગાભાઈ થાય છે.' પ્રેમ મુનિજીએ કહ્યું.

'નાનજીભાઈ! ત્યારે તમે તો ભાગ્યશાળી છો. શ્રી લબ્ધિ-મુનિજી તો વિદ્વાન અને તપસ્વી છે. તમારી પણ દીક્ષાની ભાવના જાણી વિશેષ આનંદ થયો.'

'કૃપાળુ! હું ઉપાશ્રયે તો વારંવાર આવતો. ઘણીવાર ભાવ થતા પણ શ્રી પ્રેમમુનિજી પાસે વિશેષ બેસતો. તેમના વિશેષ ઉપદેશથી મારી ભાવના દૃઢ થઈ. હવે કૃપા કરી મોહે તારો!'

'ભાગ્યશાળી ! તમારી ભાવના તો ઘણી સારી છે પણ તે માટે થોડો વખત અમારી સાથે રહો. અભ્યાસ વધારો. સાધુના ક્રિયાકાંડ જુઓ-જાણો. ચારિત્ર એ તો ખાંડાની ધાર છે. લીધા પછી ઘણી ઘણી કસોટી આવશે તે માટે પણ તૈયાર રહેવું જોઇએ. અવસર જોઇને સારા મુહૂર્તે જરૂર તમારી ભાવના પૂરી થશે.'

કચ્છ મોટી ખાખરના રહેવાશી શા દિન્નાભાઈ ખીમરાજ તથા માતા નાથીબાઈના પુત્ર નાનજીભાઇ કચ્છથી ઘણા સમયથી મુંબઇ આવેલા. નાનજીભાઇ શ્રી લબ્ધિમુનિના સંસારીપણાના સગાભાઇ થાય તેથી તે વારંવાર ઉપાશ્રયમાં આવતા અને શ્રી પ્રેમમુનિજી પાસે બેસતા. એક દિવસ અચાનક તે પ્રેમમુનિજી પાસે આવીને ઉદાસ થઇને બેઠા. પ્રેમમુનિજીએ જાણ્યું કે દુકાનનું મનદુઃખ હશે તેથી સાંત્વન આપ્યું પણ પછી તો નાનજીભાઇએ પોતાની દીક્ષાની ભાવના છે તે જણાવ્યું અને શ્રી રત્નમુનિ ગણીવરને પોતાની વતી વિનતિ કરવા પ્રાર્થના કરી. તેમની પ્રાર્થના ફળી અને નાનજીભાઇ ગણીવરની સેવામાં સાધુક્રિયાનો અભ્યાસ કરવા લાગ્યા.

થોડો સમય અભ્યાસમાં તથા સાધુ ક્રિયાના આચાર વ્યવહાર જાણવામાં ગાળ્યા અને દીક્ષાનું મુહૂર્ત આવતાં સંવત ૧૯૮૮ના પોષ શુદિ ૧૦ ના પવિત્ર દિવસે પાયધુની શ્રી મહાવીરસ્વામીના દહેરાસરથી દીક્ષા માટેનો વરઘોડો બહુ ધામધૂમપૂર્વક નીકળ્યો અને ભાયખાળા ઉતર્યો. ભાયખાળામાં ભાઇ નાનજીભાઇએ ભગવાન શ્રી આદિનાથ આદિ પ્રતિમાઓના તથા ગુરૂદેવ દાદાસાહેબ શ્રી જીનદત્તસૂરિજી તથા શ્રી જિન

કુશલસૂરિજી તથા શાસન પ્રભાવક શ્રી મોહનલાલજી મહારાજની મૂર્તિ આદિના દર્શન કરી આવ્યા. આપણા ચરિત્ર નાયક શ્રી રત્નમુનિ ગણીવરે વિધિવિધાનપૂર્વક મંગળ મુહૂર્તમાં દીક્ષા આપી. નાનજીભાઈનું નામ મહેન્દ્રમુનિ રાખવામાં આવ્યું. જૈનશાસનનો જયજયકાર થઈ રહ્યો. મહેન્દ્રમુનિને શ્રી લબ્ધિમુનિજીના શિષ્યપણે સ્થાપ્યા.

દીક્ષામહોત્સવ પછી શ્રી પ્રેમમુનિજીએ ઉત્તરાધ્યયનાદિ સૂત્રોના યોગોદ્વહન કરવા માટે ગણિવરજીની આજ્ઞાથી પાલીતાણા તરફ વિહાર કર્યો અને ભર ઉન્હાળાના ટાઇમે મહિના સવામહિનામાં જ પાલીતાણા હોંચી ગયા, અને ત્યાં પાલીતાણામાં ગણીવરના વડીલ ગુરૂભ્રાતા પન્યાસ શ્રી કેશરમુનિજીએ સારા મુહૂર્તે જોગમાં પ્રવેશ કરાવ્યો. આપણા ચરિત્ર નાયક શ્રી રત્નમુનિ ગણિવર શ્રી સંઘના આગ્રહથી મુંબઇ રહ્યા અને સં. ૧૯૮૮ નું ચાતુર્માસ આનંદપૂર્વક મુંબઇમાં પૂર્ણ કર્યું.

ચાતુર્માસ પછી ચરિત્ર નાયક શ્રી રત્નમુનિ ગણીવર વિહાર કરી અગાશી પધાર્યા. અગાશીમાં ઘણા ભાઇ બહેનો આવ્યાં. પૂજાભણાવી સ્વામી વાત્સલ્ય કર્યું. અગાશીથી વિહાર કરી ગણિવર સુરત પધાર્યા. સુરતમાં મહેન્દ્રમુનિને વડી દીક્ષા આપી. અહીં એક બીજા ભાગ્યશાળીના દીક્ષાના સમાચાર આવ્યા.

કચ્છના તુંડા ગામમાં જેવત નામનો શ્રાવક રહેતો હતો. તેની પત્નીનું નામ વેલબાઇ હતું. બન્નેને મેઘજી નામનો એક બાળક હતો. કમનસીબે માતા-પિતા નાનપણમાં જ ગુજરી ગયા. બાળક નિરાધાર થઇ ગયો. એક દિવસ કાકાને

ત્યાં તો વળી ફરી નાનાને ત્યાં રહેવા લાગ્યો. આઠ વર્ષની ઉમરે મુંબઇ આવ્યો મુંબઈ થોડું-ઘણું ભણ્યોને કાકાની દુકાને બેઠો પણ કાકાએ ગુજરી ગયા. ફરી પાછો નિરાધાર થઇ ગયો. એક દિવસ તે ગણીવરના વ્યાખ્યાનમાં આવ્યો. તેની ભાવના દીક્ષાની થઈ પણ અભ્યાસ અને સાધુ જીવનની તાલીમ માટે શ્રી પ્રેમમુનિજી પાસે રાખ્યો.

શ્રી પ્રેમમુનિજી પાલીતાણા ગયા એટલે મેઘજી પણ સાથે જ ગયો. ત્યાં તીર્થયાત્રાઓ કરી. તપશ્ચર્યા કરી. ધાર્મિક શીખ્યો. સાધુજીવનના આચાર જાણી લીધા અને પછી તેની પૂરેપૂરી ભાવના થઈ ત્યારે સં ૧૯૯૮ ના પોષ શુદ ૧૨ ના રોજ શ્રી સિદ્ધાચળની તળેટીમાં પં. શ્રી કેશરમુનિના મંગળ હસ્તે દીક્ષા આપવામાં આવી. તેનું નામ મુક્તિ મુનિ રાખવામાં આવ્યું. શ્રી પ્રેમમુનિના શિષ્ય તરીકે સ્થાપન કર્યો. આ શુભ સમાચાર ગણીવીરે સુરત સાંભળ્યા અને તેમણે મંગળ આશીર્વાદ પાઠવ્યા.

સુરતથી ગણીવર ખંભાત પધાર્યા. ખંભાત પ્રાચીન સ્તંભ તીર્થ-સ્તંભન પાર્શ્વનાથની પ્રતિમા જે ખરતર ગચ્છ વિભૂષણ શ્રી નવાંગી ટીકા રચનાર, શુદ્ધ ચારિત્ર પાત્ર શ્રી અભયદેવ સૂરિજીએ 'જયતિ હુ અણ' સ્તોત્રની રચના કરી પ્રગટાવેલ તે શ્રી જીનેન્દ્રસ્તંભન પાર્શ્વપ્રભુની ચમત્કારી પ્રતિમાના દર્શન કરી પાવન થયા. અહીંથી ધોલેરા-વળા થઈ પાલીતાણા પધાર્યા. અહીં ગણીવરનું ભાવભીનું સ્વાગત કરવામાં આવ્યું.

શ્રી તીર્થાધિરાજ શત્રુંજયની યાત્રાઓ કરી આત્મશાંતિ અને આત્મ કાન્તિ મેળવી. પં. શ્રી કેશરમુનિજીને વંદન કરી

આનંદ પામ્યા. યાત્રાઓ કરી પાલીતાણાથી વિહાર કરી જૂનાગઢ પધાર્યા. ગિરનાર પર બીરાજેલ બાલબ્રહ્મચારી શ્રી નેમનાથ ભગવાનની ઉલ્લાસથી યાત્રા કરી. વેશાખ સુદ ૧૧ ના દિવસે શ્રી નેમનાથ ભગવાનની સામે શ્રી પ્રેમમુનિજીના શિષ્ય મુક્તિમુનિને વડીદીક્ષા આપવામાં આવી.

અહીંથી વિહાર કરી જામનગર પધાર્યા. ત્યાંના ખરતર ગચ્છીય શ્રાવકોના આગ્રહને માન આપી સં. ૧૯૮૯ નું ચાતુર્માસ ગણીવરે જામનગરમાં કર્યું. અહિં પોતાના શિષ્ય પ્રેમમુનિને કલ્પસૂત્રથી આગળ વિપાકઆદિ કેટલાક સૂત્રોના જોગ કરાવ્યા. જામનગરનું ચાતુર્માસ પણ બહુ આનંદપૂર્વક થયું. તપશ્ચર્યા તથા ધર્મઉદ્યોતના કાર્યો સારાં થયાં. ચાતુર્માસ પછી ગ્રામાનુગ્રામ વિચરતા ગણીવર શ્રી કચ્છ-અંજાર પધાર્યા. અંજારના શ્રાવકોએ અપૂર્વ સ્વાગત કર્યું. શાસનપ્રભાવના સારી થઈ.



卐 ◡◡◡◡◡◡◡ 卐

## ઉદ્યાપનો ને ઉપધાનો

卐 ◠◠◠◠◠◠◠ 卐

૧૨

અંજારથી ગણીવર ભદ્રેશ્વર તીર્થની યાત્રાએ પધાર્યા. અહીં શ્રી મહાવીર સ્વામીની પ્રાચીન પ્રતિમાની યાત્રા કરી મુંદ્રા પધાર્યા. મુંદ્રાના સંઘે સારો સત્કાર કર્યો. અહીં પણ ધર્મકાર્યો સારાં થયાં. મુંદ્રાથી માંડવી બંદર પધાર્યા. માંડવીથી મેરાવા પધાર્યા. મેરાવાના ગામનો ઉત્સાહ ઘણો હતો. અહીં નેણબાઇ નામના શ્રાવિકા બહેનની દીક્ષાની ભાવના હતી. નેણબાઇએ દીક્ષા નિમિત્તે અઠ્ઠાઈમહોત્સવ કરાવ્યો. જ્ઞાન દ્રવ્ય તથા દેવદ્રવ્યમાં સારી રકમ ખરચી સ્વામીવાત્સલ્ય કર્યું અને ઉમંગ અને ધૂમધામપૂર્વક આપણા ચરિત્રનાયક શ્રી રત્નમુનિ ગણીવરે વિધિવિધાનપૂર્વક દીક્ષા આપી. તેમનું નામ રત્નશ્રી રાખવામાં આવ્યું. તેમને વયોવૃદ્ધા સાધ્વી શ્રી રાજશ્રીની શિષ્યા તરીકે જાહેર કરવામાં આવ્યા. સંઘમાં આનંદ આનંદ ફેલાઇ રહ્યો.

લાયજા તો ગુરૂદેવની જન્મભૂમિ હતું. તે પાસે હોવાથી લાયજાના આગેવાનો વિનતિ માટે પધાર્યા અને ઉદ્યાપન કરવાની ભાવના દર્શાવી તેથી આપણા ચરિત્રનાયક ગણીવર

લાયજા પધાર્યા. લાયજાના આબાલવૃદ્ધે ગુરૂદેવનું ભાવભર્યું સુંદર સ્વાગત કર્યું. અહીં એક ઉજમણાનો ઉત્સવ થયો અને તે ઉજમણામાં લાયજાના બહેન ભાઇઓએ બહુ આનંદપૂર્વક ભાગ લીધો. બહારગામના ઘણા ભાઈઓ પણ દર્શનાર્થે આવતા હતા. મેરાવાનો આગ્રહ હોવાથી ફરી મેરાવા પધાર્યા. અહીં પણ અઠ્ઠાઇમહોત્સવ થયો.

માંડવીના આગેવાનોનો આગ્રહ ઘણા સમયથી ચાતુર્માસ માટે હોવાથી ગુરૂદેવ માંડવી પધાર્યા સં. ૧૯૯૦ નું ચાતુર્માસ માંડવીમાં કર્યું માડવીમાં ગણીવર સાથે શ્રી પ્રેમમુનિજી તથા શ્રી મુક્તિમુનિ હતા. સંઘના આગ્રહથી શ્રી લબ્ધિમુનિ તથા ગણીશ્રી ભાવમુનિજી અને મહેન્દ્રમુનિનું ચાતુર્માસ ગણીવરની આજ્ઞાથી મેરાવામાં થયું.

માંડવીમાં શ્રી સંઘની ભાવનાથી શ્રી ભગવતી સૂત્રની વાચના કરવા નિર્ણય થયો. સૂત્રને ધામધૂમપૂર્વક લઈ જવામાં આવ્યું. રાત્રિ જાગરણ કર્યું. આનંદ ઉત્સવથી વાજતેગાજતે ઉપાશ્રયે લાવી ભગવતી સૂત્રની શ્રીફળ રૂપાનાણા સહિત પૂજા કરવામાં આવી. ગહૂંલીઓ કરી સોના રૂપાના ફુલોથી વધાવવામાં આવ્યું અને ઉત્સાહ અને ઉલ્લાસપૂર્વક ગણીવરને વાચના માટે અર્પણ કરવામાં આવ્યું. સંઘમાં આનંદની ઉર્મિ ફેલાઇ. સૂત્ર વાચનાના દિવસો આનંદથી પસાર થયા. શ્રીફળ આદિની પ્રભાવના થતી રહી. વૃદ્ધજનો શ્રી ભગવતી-સૂત્રની વાચના પૂજ્ય ગણીવરના મુખે સાંભળીને ધન્ય ધન્ય બની ગયા. સંઘમાં આનંદ આનંદ છવાઇ ગયો.

ચાતુર્માસમાં લાયજા તથા મેરાવાના ઘણાં બહેન ભાઈઓ ગણીવરના વંદનાર્થે આવ્યા. તે બધાનું સંઘે સારૂં સ્વાગત કર્યું. આ ચાતુર્માસમાં શ્રી ગણીવરે મુનિ શ્રી પ્રેમમુનિજીને મહાનિશીથના તથા શ્રી મુક્તિમુનિજીને ઉત્તરાધ્યયનના યોગોદ્વહ્ન કરાવ્યા. આ ઉપરાંત ઉપધાન પણ થયાં અને આ ઉપધાનના ઉદ્યાપનમાં પૂજા-પ્રભાવના સ્વામીવત્સલ્ય પણ સારાં થયાં. આગેવાનોએ ઉપધાનમાં ઉલ્લાસપૂર્વક ખૂબ દ્રવ્ય ખર્ચ્યું. ચાતુર્માસ પછી પોતાના સાધુ સમુદાય સહિત ગણિવરજી પંચતીર્થીની યાત્રાએ ગયા.

પંચતીર્થીની યાત્રા કરી ગ્રામાનુગ્રામ વિહાર કરતા ગણિવર વરસીતપના પારણા નિમિત્ત ભુજમાં પધાર્યા. ત્યાં વર્ષીતપના પારણા નિમિત્તે અઠ્ઠાઈ-મહોત્સવ-પૂજા-પ્રભાવના સારી થઈ. પારણા આનંદપૂર્વક થયાં. ગણીવરે આશીર્વાદ આપ્યા. સંઘમાં આનંદ આનંદ થઇ રહ્યો. સં. ૧૯૯૧ નું ચાતુર્માસ શ્રી સંઘની વિનતિથી શ્રી ગણીવરે શ્રી પ્રેમમુનિજી તથા શ્રી મુક્તિમુનિજી સાથે ભુજમાં કર્યું. મહેન્દ્રમુનિજીની બિમારીના કારણે શ્રી લબ્ધિમુનિજીએ ચાતુર્માસ માંડવીમાં કર્યું.

સુશ્રાવક ઉમરશીભાઇના ધર્મપત્ની ઇંદ્રાબાઈએ ઉપધાન માટે વિનતિ કરી. આપણા ચરિત્રનાયકે ઉપધાન વિધિ વિધાનપૂર્વક કરાવ્યા. અઠ્ઠાઈ-મહોત્સવ થયો. પૂજા-પ્રભાવના સાથે માળારોપણની ક્રિયા ઉલ્લાસથી થઇ. શ્રી ઇંદ્રાબાઇએ ભાવપૂર્વક સારો ખર્ચ કર્યો. સ્વામીવાત્સલ્ય થયું. આનંદ આનંદ થઇ રહ્યો.

ભુજમાં આનંદપૂર્વક ચાતુર્માસ પૂર્ણ કરી શ્રી ગણીવર અંજાર, મુંદ્રા થઇને માંડવી પધાર્યા. માંડવીમાં મહેન્દ્રમુનિ

ઘણા વખતથી બિમાર હતા. તેમને માટે સંઘે દવા આદિમાં સારો ખર્ચ કર્યો. ઘણી સેવાસુશ્રૂષા કરી પણ 'તૂટીની બૂટી નહિ' તેમ ચૈત્ર શુદિ બીજના રોજ મહેન્દ્રમુનિ કાળધર્મ પામ્યા. સંઘમાં શોક ફેલાયો. સ્મશાનયાત્રા નીકળી. સંઘે ધર્મધ્યાન કર્યું. અહિં લાયજાનિવાસી ખેરાજભાઇએ ગુરૂદેવને લાયજા પધારવા વિનતિ કરી. ગણીવર લાયજા પધાર્યા. અહીં ખેરાજભાઇએ ઉજમણા નિમિત્તે અઠ્ઠાઇ-મહોત્સવ કર્યો. પૂજા-પ્રભાવના સારી થઇ. સ્વામીવાત્સલ્ય થયું. ધર્મકાર્યો સારાં થયાં. જન્મભૂમિ લાયજામાં શાસન પ્રભાવના સારી થઇ.

'ગુરૂદેવ ! મારા માતા-પિતાની પ્રેમપૂર્વક સંમતિ મળી છે. હવે કૃપા કરી મને તારો અને દીક્ષા આપી કૃતકૃત્ય કરો.' મૂળજીભાઇએ પ્રાર્થના કરી.

'ભાગ્યશાળી ! તમારી ભાવના હું જાણું છું-મેં તેથી તો તમને મારી પાસે અભ્યાસ માટે રાખ્યા, સાધુના આચાર પણ તમને શીખવ્યા. પણ અમારા ગુરૂદેવની આજ્ઞા છે કે કોઇપણ દીક્ષાર્થીને તેના માતા-પિતા કે વાલીની સંમતિ વિના દીક્ષા ન આપવી તેથી જ મેં તમને આજસુધી ના પાડી. હવે તમે આજ્ઞા લઇ આવ્યા તે જાણી આનંદ થયો.'

'સાહેબ ! હું તો મક્કમ હતો. જ્યાં સુધી દીક્ષા ન લેવાય ત્યાં સુધી બે વિગયનો ત્યાગ હતો. વળી મેં તેમની સંમતિ માટે અમારા સંબંધીઓને પણ વિનવ્યા. છેવટે બધાએ આનંદપૂર્વક સંમતિ આપી. હવે કૃપા કરી મને આપના ચરણમાં સ્વીકારો !' મૂળજીભાઇએ ફરી ફરી પ્રાર્થના કરી.

ડુમરાના રહેવાસી શા નાગજીભાઇ તથા નેણબાઇના પુત્ર

મુળજીભાઇની ઘણા સમયથી દીક્ષાની ભાવના હતી. પણ અભ્યાસ વિના તેમજ માતા-પિતાની આજ્ઞા વિના દીક્ષા આપી શકાય નહિ તેમ ગણીવરની મક્કમતા હોવાથી મુળજીભાઈ થોડો વખત ગણીવર પાસે રહ્યા. અભ્યાસ કર્યો અને સાધુના આચાર શીખ્યા. છેવટે માતા-પિતાની આજ્ઞા આનંદપૂર્વક લઇ આવ્યા અને ગણીવરને દીક્ષા માટે પ્રાર્થના કરી.

લાયજાના શ્રી સંઘે મંદિરજી પાસે મોટો મંડપ બાંધ્યો. અઠ્ઠાઇમહોત્સવ કર્યો. આસપાસના સેંકડો માણસો દર્શનાર્થે આવવા લાગ્યા. નિત્ય વિધવિધ પૂજાઓ અને પ્રભાવનાથી મંડપ શોભી રહ્યો. ભાઇ મુળજીભાઇની વૈરાગ્ય ભાવના પણ સુંદર હતી. તેની પણ ઘેરઘેર ભક્તિ થવા લાગી. દીક્ષાનો વરઘોડો ધૂમધામથી નીકળ્યો. મુળજીભાઇ રથમાં બેસીને વરસીદાન દેતા દેતા ખૂબ ઉમંગથી દીક્ષા માટે નીકળી પડ્યા. ગુરૂદેવનો જયજયકાર થઈ રહ્યો હતો. ગણીશ્વરજીએ વૈશાખ શુદ છઠના શુભ મુહૂર્તે વિધિપૂર્વક દીક્ષા આપી. મુળજીભાઇનું નામ ભદ્રમુનિ રાખવામાં આવ્યું અને પોતાના શિષ્ય તરીકે સ્થાપ્યા. સાધર્મી વાત્સલ્ય થયું. આસપાસના ગામોના સેંકડો ભાઇ-બહેનોએ આ દીક્ષામહોત્સવને માણ્યો. શ્રી સંઘના આગ્રહથી સં. ૧૯૯૨ નું ચાતુર્માસ ગણીવરે લાયજામાં કર્યું. ગણીશ્વરની આજ્ઞાથી શ્રી લબ્ધિમુનિ તથા શ્રી ભાવમુનિનું ચાતુર્માસ અંજારમાં થયું તેમજ શ્રી પ્રેમમુનિ તથા શ્રી ભદ્રમુનીનું ચાતુર્માસ મુંદ્રામાં થયું. ચાતુર્માસ પછી બધા મુનિરાજો માંડવી આવ્યા. ગણીશ્વરે નૂતનમુનિ શ્રી ભદ્રમુનિને માંડવીમાં વડીદીક્ષા આપી.

તુંબડીના પટેલ શામજીભાઈએ પંચતીર્થીનો સંઘ કાઢયો અને શામજીભાઈની વિનતિથી બધા મુનિરાજો સંમિલિત થયા. રસ્તામાં ગામેગામ લોકો ગણીવર આદિની તથા સંઘની પ્રેમપૂર્વક ભક્તિ કરતા હતા. ગણીવર પણ ધર્મ ઉપદેશ સંભળાવી ગામના લોકોને ધર્મ પમાડતા હતા. સુથરીમાં શ્રી શામજીભાઈએ શ્રી ધૃતકલ્લોલ પાર્શ્વનાથ સ્વામીની સમક્ષ સંઘપતિ તરીકે માળા પહેરી શામજીભાઈએ સંઘમાં સારૂં દ્રવ્ય વાપર્યું.

ગણીવર માંડવી પાછા પધાર્યા અને સંઘના આગ્રહને માન આપી સં. ૧૯૯૩ નું ચાતુર્માસ માંડવીમાં કર્યું. આ ચાતુર્માસમાં પણ ઘણાં ધર્મ પ્રભાવનાના કાર્યો થયાં. ચાતુર્માસ બાદ ગણીવર વિહાર કરી મુંદ્રા પધાર્યા. અહીં એક બહેનને ગણીવરે દીક્ષા આપી. તેનું નામ રામશ્રીજી રાખ્યું. વડીદીક્ષા પણ ગણીવરના કરકમલો વડે ત્યાં જ અપાઇ. તેમને કલ્યાણશ્રીજીની શિષ્યા સ્થાપવામાં આવી. સં. ૧૯૯૪ નું ચાતુર્માસ રાયણમાં કર્યું અહીં ગણીવરે ભગવતી સૂત્રની વાંચના આનંદપૂર્વક કરી. શ્રી સંઘે સારો મહોત્સવ કર્યો. પૂજા પ્રભાવના તપશ્ચર્યા–સાધર્મીવાત્સલ્ય બહુ આનંદપૂર્વક થયાં.

ચાતુર્માસ પછી ગ્રામાનુગ્રામ વિહાર કરતાં કરતાં શ્રી ગણીવર સિદ્ધક્ષેત્ર પાલીતાણા પધાર્યા. સં. ૧૯૯૫ નું ચાતુર્માસ ગણીવરે શ્રી સિદ્ધાચળમાં કર્યું. આ ચાતુર્માસમાં શ્રી લબ્ધિમુનિ, શ્રી ભાવમુનિ શ્રી બુદ્ધિમુનિ, શ્રી પ્રેમમુનિ, શ્રી પૂર્ણાનંદમુનિ, શ્રી દર્શનમુનિ, શ્રી મુક્તિમુનિ, શ્રી ભદ્રમુનિ, શ્રી નંદનમુનિ તથા શ્રી પ્રેમસાગરજી આદિ દશ મુનિરાજો હતા. અહીં શ્રી બુદ્ધિ-

મુનિ તથા શ્રી પ્રેમમુનિને ભગવતી સૂત્રના યોગમાં પ્રવેશ કરાવ્યો તથા નંદનમુનિને વડીદીક્ષા આપી.

કલ્યાણભુવનમાં કલ્પસૂત્રના જોગ કરાવ્યા, વ્યાખ્યાનમાં પન્નવણાસૂત્ર વાંચવામાં આવ્યું. આ ચાતુર્માસમાં સાધુ-સાધ્વી તથા શ્રાવક-શ્રાવિકાઓમાં ઘણી સારી તપશ્ચર્યા થઈ. અઠ્ઠાઈ-મહોત્સવ, રથયાત્રા, પૂજા-પ્રભાવના, સાધર્મીવાત્સલ્ય આદિ ખૂબ આનંદપૂર્વક થયાં. ખરતરગચ્છમાં જૈનશાસનનો જયજયકાર થઇ રહ્યો.

આસો મહિનામાં મુર્શિદાબાદ નિવાસી રાજા વિજયસિંહજીના માતાજી સુગુણકુમારી તરફથી ઉપધાનતપ શરૂ થયો. ગણીવરે વિધિવિધાન ખૂબ સુંદર રીતે કરાવ્યાં. ગામેગામથી ઉપધાનમાં બેસનારાઓ ભાગ્યશાળીઓ આવ્યા. માગશર શુદ પાંચમના ગણીવરના વરદહસ્તે તપસ્વીઓને ઉલ્લાસપૂર્વક માળ પહેરાવવામાં આવી. સંઘમાં આનંદ-મંગળ છવાઇ રહ્યો. તપસ્વીઓને ચાંદીની માળાઓ અને ચાંદીની વાટકીઓની પ્રભાવના કરવામાં આવી.

માગશર શુદ છઠના દિવસે શ્રી બુદ્ધિમુનિ તથા શ્રી પ્રેમમુનિને ગણિપદ પ્રદાન કરવામાં આવ્યું. ચતુર્વિધ સંઘમાં આનંદ આનંદ થઈ રહ્યો ત્યારપછી માળવાદેશના જાવરા નિવાસી શ્રેષ્ઠીવર્ય શ્રી જડાવચંદજી પગારીઆએ ઉજમણાનો ઉત્સવ કર્યો અને શ્રી સિદ્ધાચળમાં જયજયકાર થઇ રહ્યો. યુગાદિદેવની યાત્રાઓ પણ ખૂબ આનંદપૂર્વક કરી. પાલીતાણાથી વિહાર કરી ગણીવર અમદાવાદ પધાર્યા. ભક્તજનોની આગ્રહભરી વિનતિથી સં. ૧૯૯૬ નું ચાતુર્માસ અમદાવાદમાં કર્યું.

અમદાવાદમાં ચાતુર્માસ બહુ આનંદ-ઉલ્લાસપૂર્વક થયું. તપશ્ચર્યા ઘણી થઈ. વરઘોડા નીકળ્યા તેમજ પૂજા-પ્રભાવના સાધર્મીવાત્સલ્ય પણ સારા પ્રમાણમાં થયાં. અમદાવાદથી વિહાર કરી ગણીવર વડોદરા પધાર્યા. વડોદરામાં ગણીવરનો ખૂબ સત્કાર થયો. શ્રી નેમનાથસ્વામીના દહેરાસરની બાજુના ગુરૂ-મંદિરમાં દાદાગુરૂદેવ શ્રી જીનદત્તસૂરીશ્વર આદિની મૂર્ત્તિ તથા ચરણપાદુકાઓની પ્રતિષ્ઠા ગણીવરના વરદહસ્તે થઇ અને તે નિમિત્તે અઠ્ઠાઇ-મહોત્સવ આદિ ખૂબ ઠાઠમાઠથી કર્યો. ગુરૂદેવની મૂર્તિ તથા ચરણપાદુકાઓને હાથી ઉપર પધરાવી રથયાત્રા કાઢવામાં આવી અને પ્રતિષ્ઠા આનંદપૂર્વક થઇ.

વડોદરાથી ભરૂચ થઇ સુરત પધાર્યા. સુરતથી દહાણુ પધાર્યા. અહીં બિરાજતા આ. શ્રી જીનઋદ્ધિસૂરિજી મહારાજને વંદન કરી આનંદ પામ્યા, અહીં મુંબઈના શ્રી સંઘની વતી અગ્ર-ગણ્ય શ્રાવકો આવ્યા અને આચાર્ય શ્રી જીનઋદ્ધિસૂરિ તથા ગણીવરને મુંબઇ પધારવા વિનતિ કરી. શ્રી સંઘના આગ્રહને વશ થઈ મુંબઇ તરફ વિહાર કર્યો.



# આચાર્યપદવી

૧૩

આચાર્ય શ્રી જીનઋદ્ધિસૂરીશ્વરજી તથા આપણા ચરિત્ર-નાયક શ્રી રત્નમુનિજી ગણીવર આદિએ મુંબઈ તરફ પ્રયાણ કર્યું. ગ્રામનુગ્રામ વિચરતા અગાસી પધાર્યા. અગાસી મુંબઈના અગ્રગણ્યો આવ્યા અને પૂજા ભણાવી સ્વધર્મીવાત્સલ્ય કર્યું. અગાસીથી વિહાર કરી ઘાટકોપર પધાર્યા. અહીં શ્રી ગુલાબચંદ શીવજીભાઈ આદિ શ્રાવકોએ બહુ ભક્તિ કરી. માટુંગા પધારતા ધર્મનિષ્ઠ શ્રેષ્ઠિવર્ય શ્રી રવજીભાઈ સોજપાળ આદિએ ગુરૂદેવનું સુંદર સ્વાગત કર્યું. દાદર લાલવાડી થઈ ભાયખલા પધાર્યા. ભાયખલામાં સુંદર સ્વાગત થયું. અહીં શ્રીઋષભદેવ ભગવાનના દર્શન કરી દાદાગુરૂદેવ શ્રી જિનદત્તસૂરિજી આદિના ચરણોના તેમજ પૂજ્ય ગુરૂદેવ શ્રી મોહનલાલજી મહારાજની મૂર્તિના દર્શન કરી પાવન થયા.

બીજે દિવસે પૂજ્ય ગુરૂદેવોનું ઠાઠમાઠપૂર્વક ભવ્ય સ્વાગત થયું. સ્થાન સ્થાન પર ગહુંલીઓ થતી હતી અને સોનારૂપાના પુષ્પોથી વધાવવામાં આવતા હતા. જૈન શાસનનો જયજયકાર

અને ગુરૂદેવોના જયનાદોથી આકાશ ગુંજી રહ્યું હતું. રસ્તાઓ ધ્વજા પતાકાઓથી શણગારવામાં આવ્યા હતા. ભાયખલાથી રવાના થઇ શહેરના મુખ્ય મુખ્ય ભાગોમાં ફરી ગુરૂદેવો સામૈયા સાથે પાયધુનિ મહાવીર સ્વામીના દહેરાસરે આવી પહોંચ્યા.

શ્રી મહાવીર સ્વામી, દાદાગુરૂ શ્રી જિનદત્તસૂરીજી તથા શ્રી જિનકુશલસૂરીજી તથા પૂજ્ય ગુરૂદેવ શ્રી મોહનલાલજી મહારાજની મૂર્તિ તથા પાદુકાઓનાં દર્શન વંદન કરી ગુરૂદેવો ઉપાશ્રયમાં પધાર્યા. ગણીવરે મંગલિક સંભળાવી મધુર દેશના આપી. શ્રીફળની પ્રભાવના થઇ. સંઘના આનંદ ઉલ્લાસનો પાર નહોતો.

આજે ચુતુર્દશીનો પવિત્ર દિવસ હતો. વ્યાખ્યાનહોલ ચીકાર ભરાઇ ગયો હતો. આચાર્ય શ્રી જીનઋદ્ધિસૂરીશ્વરજી પણ પધાર્યા હતા. આપણા ચરિત્રનાયક શ્રી રત્નમુનિ ગણીવર વ્યાખ્યાન વાંચતા હતાં. આજે લક્ષ્મીની ચંચળતા તથા વીતરાગ ધર્મની ઉત્તમતા અને જૈનદર્શનની વિશિષ્ટત્તા બતાવી જૈનધર્મના જયોતિર્ધરો તથા વસ્તુપાળ, તેજપાળ, ભામાશાહ, વિમળશાહ, સમરાશાહ, જેવા દાનવીરોના દૃષ્ટાંતોથી સભાને પ્લાવિત કરી દીધી. ગુરૂમહારાજના ગુણગાન ગાતી ગહુંલી મધુર રાગે બહેનોએ ગાઇ સંભળાવી અને પચ્ચખ્ખાણો અપાઇ ગયાં.

આ સમયે ઝવેરી શ્રી મૂળચંદભાઇ ભગત ઉભા થયા અને આચાર્યશ્રીને તથા ગણીવરને તેમજ ચતુર્વિધ સંઘને સંબોધીને જણાવ્યું કે ઘણા સમયે અમારા પુણ્યોદયે આજે પુણ્યરાશિ આચાર્ય શ્રી જિનઋદ્ધિસૂરી તથા તેવા જ તેજસ્વી

શ્રી રત્નમુનિ ગણિવર પધાર્યા છે. અમારા સંઘ સમસ્તની ઘણા સમયની ભાવના હતી કે ગણીવરને આચાર્યપદવી આપવાનો લાભ અમને મળે અને તે માટેનો સમય આવી લાગ્યો છે. અહીંના શ્રી સંઘની તો સંમતિ છે. પણ અમારા ઉપર બીજા શહેરોના આપણા સંઘોની વિનતિ અને સંમતી આવી છે. તો હું તપોનિધિ આચાર્યશ્રીને પ્રાર્થના કરૂં છું કે આપશ્રીના મંગળ હસ્તે આપશ્રી ગણીવરને આચાર્ય પદવી આપો અને અમારા મનને આનંદિત કરો.

ગણીવરની તો તે માટે ઇચ્છા નહોતી પણ તપોનિધિ આચાર્યશ્રીની તેમજ શ્રી સંઘની આજ્ઞાને શિરોધાર્ય ગણી આચાર્યપદવી માટે આપણા ચરિત્રનાયક શ્રી ગણીવરે સંમતિ આપી. આખા ઉપાશ્રયમાં જયજયકાર ગાજી રહ્યો. સંઘના આબાલવૃદ્ધમાં આનંદની લહેર લહેરાણી.

આ માટે અઠ્ઠાઇ–મહોત્સવ શરૂ થયો. દસ દિવસ મહોત્સવ ચાલ્યો. નવનવી પૂજાઓ ઠાઠથી ભણાવવામાં આવતી. વ્યાખ્યાનમાં ભારે ભીડ રહેતી. શ્રીફળ આદિની પ્રભાવના થતી. નવનવી અંગરચના જોવા હજારો સ્ત્રી–પુરૂષો ઉમટી પડતાં. રાત્રિની ભાવનાઓ ખૂબ આકર્ષણ જમાવતી. નૃત્ય અને નાટિકાઓથી આકર્ષાઇને મુંબઈના દૂર દૂરના પરાંઓમાંથી હજારો ભાઈ–બહેનો ઉમટી આવતાં. રથયાત્રાનો વરઘોડો ખૂબ ધામધૂમપૂર્વક નીકળ્યો અને મુખ્ય મુખ્ય લત્તાઓમાં ફરીને શ્રી મહાવીરસ્વામીના દહેરાસર ઉતર્યો.

અષાડ શુદિ સાતમના દિવસે આચાર્યપદવીનો સમારંભ

માધવબાગમાં યોજવામાં આવ્યો હતો. આચાર્યશ્રી જિનઋદ્ધિ-સૂરીશ્વરજી, અન્ય મુનિરાજો, સાધ્વીજીઓ તથા હજારો સ્ત્રી-પુરૂષોથી આખો માધવબાગ ચીકાર ભરાઇ ગયો હતો. આ પ્રસંગે પન્યાસ શ્રી પ્રીતિવિજયજી મહારાજ તથા શ્રી ભાવ-વિજયજી મહારાજ પોતાના શિષ્યાદિ સહિત પધાર્યા હતા. આ ઉપરાંત અંચળગચ્છના મુનિ શ્રી તિલોકચંદજી પણ પધાર્યા હતા. ગણીશ્વરના સંસારીપણાના ભાઇ શેઠ ગણશી ભીમશી તેમજ શેઠ રવજી સોજપાળ તથા શેઠ મેઘજી સોજપાળ આદિ પણ ઘણા આગેવાનો આવ્યા હતા.

આપણા શાસનદીપક દીર્ઘતપસ્વી પુણ્યરાશી શ્રી જીનઋદ્ધિ-સૂરીશ્વરે આચાર્યપદ માટેની શાસ્ત્રોક્ત વિધિ કરાવી. પ્રથમ વાસક્ષેપ નાખવા નિમિત્તે શેઠ સિંગજીભાઈએ ૭૦૦) રૂપીઆ જ્ઞાનખાતામાં આપ્યા. આચાર્યશ્રીએ પંચ પ્રસ્થાનમય સૂરિમંત્ર આપવાવડે શુભ લગ્ને આપણા ચરિત્રનાયક વિદ્વાન મુનિ શ્રી રત્નમુનિ ગણીવરને આચાર્યપદવી આપી. ચતુર્વિધ સંઘે વાસ-ક્ષેપ નાખ્યો. આચાર્ય શ્રી જીનરત્નસૂરિજી નામ રાખવામાં આવ્યું. ગુરૂભક્તોએ પ્રસન્નતાથી એક પછી એક ચાદર-કામળ આદિ ઓઢાડયા. સાથે મુનિવર શ્રી લબ્ધિમુનિજીને ઉપાધ્યાયપદ સમર્પિત થયું.

નૂતન આચાર્ય શ્રી જીનરત્નસૂરિજીએ આચાર્યની જવાબ-દારી તથા જૈનસંઘની મહત્તા વિષે પ્રભાવશાળી વ્યાખ્યાન આપ્યું. શ્રી સંઘમાં આનંદ ફેલાઈ ગયો. માધવબાગનો વિશાળ ચોક જયનાદોથી ગુંજી ઉઠ્યો. શ્રીફળની પ્રભાવના થઇ તથા આ નિમિત્તે સાંજના સાધર્મીવાત્સલ્ય કરવામાં આવ્યું.



સૂરિપદ પ્રદાનાનંતર આ૦ શ્રી જિનરિદ્ધિસૂરિજી મ. તથા સંઘ સહિત ચરિત્રનાયક તથા ઉપાધ્યાયજી મ.

# ભાઈની ભાવના ફળી

૧૪

મત્થએણ વંદામિ ! ગણશીભાઈએ વંદણા કરી.

'ધર્મલાભ !'

'સાહેબ ! આપ મુંબઈ પધાર્યા છો પણ હું તો દૂર રહ્યો તેથી આપનો લાભ મને તો મળતો જ નથી. દર્શનની ભાવના થાય ત્યારે તો હું આવી જાઉં છું પણ આપશ્રીની સેવા-સુશ્રુષાનો લાભ તો મને શાનો મળે !'

'ભાગ્યશાળી ! તમે અહીં પણ થોડો ઘણો લાભ તો લીધા જ કરો છો ને.'

'કૃપાળુ ! મારી ભાવના છે કે આપ આ ચાતુર્માસ માટે લાલવાડી પધારો. મને અને મારા કુટુંબને આપની સેવાનો લાભ મળે. મારે બે પૈસા વાપરવા છે. તો આપશ્રી પધારશો તો એક-બે રૂડાં કામ થશે. ધર્મના ઉદ્યોતમાં મારો પણ ફાળો નોંધાશે.'

'ગણશીભાઈ ! તમે ધર્મશ્રદ્ધાળુ છો. તમારી ભાવના તો

ઉત્તમ છે. લાલવાડીના ભાઈઓ બે વખત આવી ગયા પણ મેં તેઓને સ્પષ્ટ જવાબ આપ્યો નથી. પણ જ્યારે તમારી ભાવના જાગી છે તો પ્રાયે લાલવાડી માટે વિચાર કરીશ.'

'સાહેબ! વિચાર શું કરવાનો હતો.! હવે તો મને આપનો નિર્ણય જણાવો. આપની સ્પષ્ટતા સિવાય હું જવાનો નથી. ઘર આંગણે પ્રભુ પધાર્યા હોય અને હું અભાગી તેમની સેવા સુશ્રુષાનો લાભ ન લઇ શકું તે કેમ બને! ગણશીભાઈએ પોતાની મુંઝવણ રજુ કરી.'

'જહાસુખમ્! તમારા અત્યાગ્રહને માન આપવું પડશે. હું આ ચાતુર્માસ લાલવાડીમાં કરીશ. તમે ભાવપૂર્વક જે લાભ લેવો હોય તે લેશો.' આચાર્યશ્રીએ પોતાની સંમતિ આપી.

આપણા ચરિત્રનાયકે સં. ૧૯૯૭ નું ચાતુર્માસ પાયધુની મહાવીરસ્વામીના દહેરાસરે કર્યું. આચાર્ય શ્રી જીનઋદ્ધિસૂરિજી મહારાજનું ચાતુર્માસ દાદરમાં થયું. ઉપાધ્યાય શ્રી લબ્ધિમુનિજીએ સૂરિજીની આજ્ઞાથી ઘાટકોપર ચાતુર્માસ કર્યું. શ્રી પ્રેમમુનિ ગણીજીએ ચાતુર્માસ લાલવાડીમાં કર્યું. શ્રી જીનરત્નસૂરિજીના ઉપદેશથી મહાવીરસ્વામીના ઉપાશ્રયે આ ચાતુર્માસમાં પૂજા–પ્રભાવના, તપશ્ચર્યા આદિ ધર્મકાર્યો બહુ સારાં થયાં. દેવદ્રવ્ય તથા સાધારણ દ્રવ્યની સારી વૃદ્ધિ થઇ. આ ઉપરાંત સૂરિજીના ઉપદેશથી મંડોવર ખરતરગચ્છ ઉપાશ્રયમાં શ્રી જિનદત્તસૂરિજીના નામે જ્ઞાન ભંડારની સ્થાપના થઇ. ગણી શ્રી પ્રેમમુનિજીના ઉપદેશથી લાલવાડીમાં કચ્છી ભાઇઓએ સામુદાયિક ઉજમણું કર્યું અને પૂજા–પ્રભાવના–રથયાત્રા–સાધર્મી વાત્સલ્ય બહુ આનંદપૂર્વક થયાં.

આચાર્યશ્રીના સંસારીપણાના ભાઇ શ્રી ગણશી ભીમશીની ઘણા વખતથી ભાવના હતી કે આચાર્યશ્રી લાલવાડી પધારે અને તેઓશ્રીની સેવા સુશ્રુષાના લાભ સાથે કાંઇક ધર્મઉદ્યોતનું કાર્ય પણ ગુરૂદેવની પ્રેરણાથી થાય અને તેમાં ગણશીભાઈ બે પૈસા વાપરી પોતાની જાતને અહોભાગી બનાવે તે ભાવનાથી ગણશીભાઇએ આચાર્યશ્રીને વિનતી કરી અને આચાર્યશ્રીએ તે સ્વીકારી. ગણશીભાઈના હૃદયમાં આનંદ આનંદ થઇ રહ્યો. પોતાને ભાગ્યશાળી માનવા લાગ્યા.

આચાર્ય શ્રી લાલવાડી પધાર્યા. પ્રવેશના દિવસે આચાર્યશ્રીનું ભાવભર્યું સ્વાગત કરવામાં આવ્યું. તેજ દિવસે સાધર્મીવાત્સલ્ય કરવામાં આવ્યું. ગણીશીભાઇની વિનતિથી આચાર્યશ્રીએ ભગવતી સૂત્રની વાચના શરૂ કરી અને તે નિમિત્તે ગણશીભાઇએ સૂત્રને પોતાને ત્યાં લઇ જઈ પૂજા–પ્રભાવના–રાત્રિ જાગરણ–આદિ કર્યું. ગહૂંલીઓ તથા રૂપાનાણાથી સુત્રને વધાવ્યું. આચાર્યશ્રીની વાચના વખતે પણ સૂત્રની પૂજા તથા શ્રીફળની પ્રભાવના આદિનો શ્રી ગણશીભાઇએ સુંદર લાભ લીધો. બીજા ભાગ્યશાળીઓ પણ આ નિમિત્તે વિધવિધ પ્રભાવનાનો લાભ લેતા હતા.

પર્યુષણમાં શ્રી ગણશીભાઇએ સાધર્મીવાત્સલ્ય કર્યું. આચાર્યશ્રીને પોતાને ઘેર વાજતેગાજતે લઇ જઇને સોનારૂપાના નાણાથી જ્ઞાનપૂજા કરીને પડિલાભ્યા. આ ચાતુર્માસમાં ધર્મ ઉદ્યોત ખૂબ થયો. સંઘમાં જયજયકાર થઇ રહ્યો. ગણશીભાઇના આનંદનો પાર નહોતો આચાર્યશ્રીની સેવા સુશ્રુષાનો પણ

પૂરેપૂરો લાભ લઈ કૃતકૃત્યતા અનુભવવા લાગ્યા. આચાર્યના મંગળ આશીર્વાદ મેળવવા ભાગ્શાળી થયા. સં. ૧૯૯૮ નું ચાતુર્માસ લાલવાડીમાં આનંદપૂર્વક થયું.

ચાતુર્માસ પછી મોટી ખાખરના રહેવાશી વેલજીભાઈની ભાવના દીક્ષાની થઇ. તેમના પિતાનું નામ ધારશીભાઇ ખીમરાજ અને માતાનું નામ કુંવરીબાઇ હતું. વેલજીભાઈ મુંબઇમાં પહેલાં નોકરી અને પછી વેપાર કરતા હતા. તેઓ ચાતુર્માસમાં આચાર્ય શ્રી જીનરત્નસૂરિજીના સંસર્ગમાં આવ્યા. આચાર્યશ્રીની મધુર વાણી સાંભળી તેમની ભાવના ભાગવતી દીક્ષા માટે થઇ પણ આચાર્યશ્રીએ તેમના વાલીની આજ્ઞા વિના દીક્ષા માટે સંમતિ આપી નહિ તેથી માતા-પિતાની ગેરહાજરીમાં પોતાની બહેનની આજ્ઞા લઇ આવ્યા અને મુંબઇ આવી ગુરૂદેવને દીક્ષા માટે વિનંતિ કરી.

આ દીક્ષા નિમિત્તે લાલવાડીના શ્રી સંઘે અઠ્ઠાઇ-મહોત્સવ શરૂ કર્યો. પૂજા-પ્રભાવના આદિ થયાં. દીક્ષાર્થીની ઘેર-ઘેર સારી ભક્તિ થવા લાગી. મહા શુદ દશમના દિવસે લાલવાડીથી દીક્ષાનો વરઘોડો ચડયો. ભાઇ વેલજીભાઇ ભાયખલામાં શ્રી આદીશ્વર પ્રભુ તથા ગુરૂદેવ દાદાસાહેબ, શ્રી જીનદત્તસૂરિજી, શ્રી જીનકુશળસૂરિજી આદિની પાદુકાઓ તેમજ શાસનપ્રભાવક ખરતરગચ્છ ભૂષણ, ક્રિયોદ્ધારક શ્રી મોહનલાલજી મહારાજની મૂર્તિના દર્શન કરીને દીક્ષા માટે સભામાં આવી પહોંચ્યા. આચાર્યશ્રીએ ચતુર્વિધ સંઘની સાક્ષીએ વેલજીભાઇને વિધિવિધાનપૂર્વક દીક્ષા આપી. તેમનું નામ

મેઘમુનિજી રાખવામાં આવ્યું. ઉપાધ્યાય શ્રી લબ્ધિમુનિના શિષ્ય કરવામાં આવ્યા. શ્રી સંઘે આ ઉત્સવ ઉલ્લાસપૂર્વક કર્યો.

મુંબઈથી આચાર્યશ્રીએ વિહાર કર્યો. ગુરૂદેવના ભક્તોએ આચાર્યશ્રીને ભવ્ય વિદાય આપી. આચાર્યશ્રી ગ્રામાનુગ્રામ વિચરતા સુરત પધાર્યા. સુરતમાં આચાર્યશ્રીનું ભાવભર્યું સ્વાગત થયું. સં. ૧૯૯૯ નું ચાતુર્માસ આચાર્યશ્રી જીનરત્ન-સૂરિએ દશ સાધુઓ સાથે સુરતમાં શીતળવાડીના ઉપાશ્રયે કર્યું. આ ચાતુર્માસમાં ધર્મકાર્યો પૂજા-પ્રભાવના-તપશ્ચર્યા સારા પ્રમાણમાં થયાં. સુરતથી વિહાર કરી વડોદરા પધાર્યા. અહીં શાંતમૂર્તિ ગુલાબમુનિજીના શિષ્ય રત્નાકરમુનિજી તથા ઉપાધ્યાય શ્રી લબ્ધિમુનિજીના શિષ્ય શ્રી મેઘમુનિજીને વડી દીક્ષા આપી અહીંથી વિહાર કરી રતલામ પધાર્યા. સં. ૨૦૦૦ નું ચાતુર્માસ આચાર્યશ્રીએ રતલામમાં કર્યું.

એ જ વર્ષે ઉપાધ્યાય શ્રી લબ્ધિમુનિજી તથા ગણી શ્રી પ્રેમમુનિજી અને શ્રી મેઘમુનિજીએ આચાર્યશ્રીની આજ્ઞાથી મહિદપુરમાં ચાતુર્માસ કર્યું. રતલામના આચાર્યશ્રીના ચાતુર્માસ દરમ્યાન સાધ્વી શ્રી રત્નશ્રીજીએ માસખમણની તપશ્ચર્યા કરી. તે નિમિત્તે સંઘે અઠ્ઠાઈમહોત્સવ કર્યો. તપશ્ચર્યા પણ સારા પ્રમાણમાં થઈ. રથયાત્રા-પૂજા-પ્રભાવના, ચૈત્ય પરિપાટી પણ આનંદપૂર્વક થયાં. આ ચાતુર્માસમાં મુક્તિ મુનિજીએ ચોમાસી તપ કર્યો. આચાર્યશ્રીની પ્રેરણાથી સુરિજીના ભક્ત શ્રી પન્નાલાલજીની ધર્મપત્ની શ્રાવિકા સુગનબાઈએ પોતાના આત્મકલ્યાણને માટે ઉપધાન તપ કરાવવાની ભાવના દર્શાવી.

સારા મુહૂર્તમાં આચાર્યશ્રીએ ઉપધાન તપની ક્રિયા કરાવી. આ નિમિત્તે સુગનબાઈએ અઠ્ઠાઈમહોત્સવ કર્યો. માળારોપણની ક્રિયા બહુ ધૂમધામપૂર્વક થઈ. અનેક ભાગ્યશાળીઓએ કટાસણા, ચાંદીની માળા, ચાંદીની વાટકીઓ, ચાંદીની ડબ્બી, પુસ્તકો તથા રૂપાનાણું આદિની તપસ્વીઓને પ્રભાવના કરી. શાંતિસ્નાત્ર તેમજ સાધર્મીવાત્સલ્ય થયું. અહીંથી વિહાર કરી શેમલીયાજી તીર્થની યાત્રા કરી જાવરા આદિ ગામોમાં ધર્મ પ્રભાવના કરતા કરતા આચાર્યશ્રી મહિદપુર પધાર્યા.



# પ્રતિષ્ઠામાં ચમત્કાર

૧૫

મહીદપુરમાં આચાર્યશ્રીનું ભવ્ય સ્વાગત થયું. આપણા ચરિત્રનાયકના પૂજ્ય ગુરૂદેવ મુનિવર્ય શ્રી રાજમુનિજી મહારાજના સંસારી પણાના સગાભાઈ શ્રી ચુનિલાલજી બાફણાએ પોતાના ખર્ચે એક જીનાલય બંધાવ્યું હતું. તેની પ્રતિષ્ઠા થવાની હતી પણ કમનસીબે શ્રી ચુનિલાલજી ગુજરી ગયા. અને પ્રતિષ્ઠાનું કામ બાકી રહી ગયું. શ્રી ચુનિલાલજીએ મંદિર બાબતનો લેખ ખરતરગચ્છના આગેવાનોને આપ્યો હતો પણ તેઓએ તે કાગળ એ વખતે શ્રી ચુનિલાલજીના બહેનને સંભાળવા આપ્યો. ચુનિલાલજીના બહેન તપગચ્છની ક્રિયા કરતા હતા તેથી તેમણે તે લેખ તપગચ્છના આગેવાનોને આપ્યો અને તેમાંથી તપગચ્છ અને ખરતર ગચ્છમાં કલેશનું વાતાવરણ જામી પડયું.

બન્ને અંદર અંદર સમાધાન ન કરી શકયા અને તેનો કેસ થયો. કોર્ટ તરફથી એવો ફેંસલો આવ્યો કે બન્ને ગચ્છના આગેવાનો મળીને પ્રતિષ્ઠા કરાવે. પણ તપગચ્છના આગે-

વાનોએ મંદિરનો કબજો લઈ લીધો. કલેશ વધી પડ્યો. ખરતર ગચ્છના આગેવાનોએ જુદું ફંડ કર્યું અને નવી જમીન લઈને નૂતન ભવ્યમંદિર બંધાવ્યું. સર્વધાતુની એક પ્રતિમા મંગાવીને નવીન મંદિરના એક ગોખમાં પધરાવી તેની ભાવપૂર્વક પૂજા કરવા લાગ્યા.

એજ નવીન મંદિરમાં શ્રી રાજમુનિ તથા શ્રી નયમુનિ મહારાજના ગ્રંથોનો જ્ઞાનભંડાર સ્થાપન કરવામાં આવ્યો. આ વખતે આપણા ચરિત્રનાયક સૂરીજીના ઉપદેશથી નૂતન મંદિર માટે મૂળનાયકની મૂર્તિની શોધ થવા લાગી. ઘણા શહેરોમાં આગેવાનો જઇ આવ્યા પણ જોઇએ તેવા પ્રાચીન પ્રતિમાજી મળ્યાં નહિ. આગેવાનો અને સંઘ નિરાશ થઇ ગયા. છેવટે સર્વ ધાતુના પ્રતિમાજી સ્થાપન કરવા વિચાર કર્યો.

પ્રતિષ્ઠા નિમિત્તે અઠ્ઠાઇ મહોત્સવ મંડાયો. ભવ્ય વિશાળ મંડપની રચના કરવામાં આવી. કુંભસ્થાપના પણ થઇ ગઇ અને નવગ્રહ દશદિકપાળની સ્થાપના પણ કરવામાં આવી. અઠ્ઠાઇ-મહોત્સવ, વિવિધ પૂજા, અંગરચના, ભાવનાગીતો આદિ ઉત્સાહપૂર્વક થવા લાગ્યાં. આવા ઉલ્લાસના વાતાવરણમાં ચમત્કાર થયો.

હકીકત એવી બની કે મહોત્સવના ત્રીજા દિવસની રાત્રિએ ચાર ભાગ્યશાળીઓને જુદા જુદા પ્રકારના સ્વપ્ન લાધ્યાં.

સૂરિજીમહારાજના સહદીક્ષિત ગુરૂભ્રાતા ઉપાધ્યાયજી મહારાજે બે ઘડી રાત્રિ રહેતાં એક મનોરમ સ્વપ્ન જોયું કે એક મુગ્ધ પાંચ સાત વર્ષની બાલિકા ગુલાબના ફુલોથી ભરેલ

પુષ્પ ચંગેરી હાથમાં લઇને આવી. તે મૂળ દરવાજેથી દહેરાસરમાં ગઇ અને ભક્તિભાવપૂર્વક શ્રી જિનેશ્વર ભગવાનની પ્રતિમાની પૂજા કરવા લાગી.

સાધ્વી શ્રી રત્નશ્રીજીએ એક સ્વપ્ન એવું જોયું કે એક માણસ હાથમાં પુષ્પાદિથી સુશોભિત મનોહર જીનપ્રતિમાને લઇને આવ્યો અને આ દહેરાસરના પબાસણ પર તે મૂર્તિને સ્થાપીત કરી.

પાસેના ગામમાં રહેનાર શ્રાવિકા ગોમીબાઇને સ્વપ્ન આવ્યું કે ભગવાનની સુંદર પ્રતિમા આકાશથી ઉતરીને દહેરાસરમાં આવી. ત્યાં એક શ્રાવકને પણ એવું જ સ્વપ્ન આવ્યું કે શહેર બહારથી પ્રતિમાજી આવ્યા અને શ્રી સંઘે વાજતેગાજતે પ્રવેશ કરાવ્યો.

ચોથા દિવસે સૂરિજી મહારાજ પોતાના પાઠ આદિ નિત્ય કર્તવ્યથી નિવૃત્ત થતાં ઉપાધ્યાયજી મહારાજે પોતાના સ્વપ્નની વાત કરી. એટલામાં સાધ્વીજી મહારાજ તેમ જ શ્રાવક અને શ્રાવિકા પણ ખૂબ પ્રસન્ન થતા આવ્યા અને વંદન કરીને પોતપોતાના સ્વપ્નની બધી વાત કહી સંભળાવી.

બધાની વાત સાંભળીને સૂરિજી મહારાજે શ્રી સંઘના આગેવાનોને બોલાવ્યા અને ચારેના સ્વપ્નોની હકીકત સમજાવીને કહ્યું કે ભાગ્યશાળીઓ આ મહાનુભાવોના સ્વપ્નો પરથી સૂચિત થાય છે કે ગમે ત્યાંથી શ્રી સંઘના ભાગ્યોદયે મનોભિલષિત મનોરમ સુંદર પ્રભાવશાળી પ્રતિમા મળવી જ જોઇએ.

તમે તપાસ તો ઘણી કરી પણ એક વખત ફરી તપાસ માટે બહાર જઇ આવો અને તમારી ભાવના જરૂર પૂર્ણ થશે. જવાનો નિર્ણય થયો પણ કયાં જવું તે પ્રશ્ન હતો. વળી દિવસો પણ થોડા છે. તે દૃષ્ટિએ વિચાર કરતાં બધી જગ્યાએ તો જઇ આવ્યા પણ બીકાનેર બાકી છે. આ વખતે બીકાનેર જવું અને શાસનદેવની કૃપા હશે તો બીકાનેરથી મનોરમ પ્રતિમા મળી રહેશે. સ્વપ્નાં સિદ્ધ થશે. આચાર્યશ્રીએ પણ બીકાનેર માટે સંમતિ આપી અને ગુરૂદેવ પાસે મંગલિક સાંભળી વાસક્ષેપ લઇને તેઓશ્રીના મંગળ આશીર્વાદ લઇને તુરત જ બીકાનેર તરફ રવાના થયા અને નિર્વિઘ્ને બીકાનેર પણ પહોંચી ગયા. રવાના થતી વખતે શ્રી સંઘે અને સૂરિજી મહારાજે પણ ભલામણ કરી હતી કે ત્યાં જઇને દહેરાસરોમાં બધી મૂર્તિઓના દર્શન કરી બાળ ચમત્કારી પ્રતિમા મળે તો ભાવપૂર્વક લઇ આવો ને સંઘને તારથી સમાચાર આપશો.

આગેવાનો તેજ સમયે બીકાનેર ઉપડી ગયા અને સંઘના સદ્‌ભાગ્યે જેવું વર્ણન કર્યું હતું તેવા ચમત્કારી, તેજસ્વી પ્રતિમા એક મંદિરમાંથી મળી આવ્યાં. મંદિરના વહીવટદારોએ પ્રેમપૂર્વક તે પ્રતિમાજી આપ્યાં. અને આગેવાનોએ તુરત જ તારથી સમાચાર મહિદપુર શ્રી સંઘને આપ્યા.

મૂર્તિ લઇને આગેવાનો આવી પહોંચ્યા. નૂતન મૂર્તિના દર્શનાર્થે સંઘના આબાલવૃદ્ધ દોડી આવ્યા. ભવ્ય સ્વાગત કર્યું. ચમત્કારી, આકર્ષક તેજસ્વી મનોરમ મૂર્તિના દર્શન કરી બધા મુગ્ધ થઇ ગયા. આ તો ખરેખર ચમત્કાર થઇ

ગયો. નવીન મૂર્તિને વાજતે-ગાજતે લઇ આવ્યા. મંડપમાં બિરાજમાન કર્યા. આખું ગામ પણ વિસ્મય પામી મનોહર મૂર્તિના દર્શન માટે ઉમટી આવ્યું. આખા ગામમાં આનંદ આનંદ ફેલાઈ ગયો. આ ચમત્કારથી તો પ્રતિષ્ઠા-મહોત્સવની ભારે પ્રસિદ્ધિ થઈ.

તપગચ્છના ભાઇઓ પણ આનંદપૂર્વક આવી મળ્યા. જળજાત્રાનો ભવ્ય વરઘોડો નીકળ્યો. પ્રતિમાજી પ્રાચીન નીકળ્યા, સં. ૧૧૫૫ ની સાલ કોતરેલ હોવાથી કોઈ મહાન્ પ્રભાવિક આચાર્યના હાથે અંજનશલાકા થએલ પ્રતિમાજીના ઉત્તમ વિધિપૂર્વક અઢાર અભિષેક કરવામાં આવ્યાં. રથયાત્રામાં પ્રતિમાજીના રથને આખા ગામમાં ફેરવવામાં આવ્યો અને જગ્યાએ જગ્યાએ પ્રતિમાજીને સોના-રૂપાનાં ફુલથી વધાવવામાં આવ્યાં. આબાલવૃદ્ધના આનંદનો પાર નહોતો. હજી વરઘોડો શહેરમાં ફરીને મંડપ પાસે ઉતર્યો ત્યાંતો મંગળ શુકન થયાં. રૂા. ૫૦૦) બીકાનેરના સંઘ તરફથી ભગવાનની આંગી માટે આવ્યા.

વૈશાખ શુદ અગ્યારસના ઉત્તમ મુહૂર્તે આચાર્યશ્રીના મંગળહસ્તે આ નૂતન પ્રભાવિક તેજસ્વી ચમત્કારી મૂર્તિની નિર્વિઘ્ને પ્રતિષ્ઠા કરવામાં આવી. દેવદ્રવ્યની ખૂબ વૃદ્ધિ થઇ. શાંતિસ્નાત્ર તથા સાધર્મીવાત્સલ્ય થયું. સંઘ આખામાં જયજયકાર થઇ રહ્યો. આ પ્રતિષ્ઠાની ક્રિયા આપણા ચરિત્રનાયક આચાર્યશ્રીની અધ્યક્ષતામાં જયપુરનિવાસી શ્રી પૂજ્ય શ્રી જીનધરણેન્દ્રસૂરિજીએ કરાવી હતી. મૂળનાયક તરીકે નવફણા પાર્શ્વનાથ

ભગવાન જે ચિંતામણી પાર્શ્વનાથ કહેવાતા હતા તેમની પ્રતિષ્ઠા કરવામાં આવી. આજુબાજુ શ્રી કુંથુનાથ તથા શ્રી વાસુપૂજ્યસ્વામીની પ્રતિમાઓ સ્થાપીત કરવામાં આવી.

આ ઉપરાંત એક લાખ ત્રીસ હજાર જૈનેતરોને જૈનધર્મનો પ્રબોધ કરી જૈન ધર્માવલંબી શ્રાવક બનાવનાર મહાપ્રભાવક આચાર્ય દાદાસાહેબ શ્રી જિનદત્તસૂરીશ્વરની મૂર્તિ અને પાદુકાઓ તથા પચાસ હજાર નવીન શ્રાવક બનાવનાર દાદાશ્રી જીનકુશળસૂરિજી તેમજ વીસમી સદીના મહાન પ્રભાવક મુંબઇના મહાન ઉપકારી સ્વનામ ધન્ય શ્રી મોહનલાલજી મહારાજની પાદુકાઓ તથા શ્રી મોહનલાલજી મહારાજના ચતુર અને વિદ્વાન, ચારિત્રપાત્ર શિષ્ય શ્રી રાજમુનિજી મહારાજ કે જેઓ આપણા ચરિત્રનાયકના પરમપૂજ્ય ગુરૂદેવ હતા, અને મહીદપુરમાં જ સ્વર્ગવાસી થયાં હતાં, તેમની પાદુકા અને પરમ સુવિહિત, ત્યાગી, વૈરાગી, મુનિરાજ શ્રીમાન સુખસાગરજી મહારાજ કે જેમના શુભહસ્તે શ્રી મોહનલાલજી મહારાજે જીર્ણોદ્ધાર કર્યો પછી યોગોદ્વહનપૂર્વક વડી દીક્ષા લીધી હતી, તેમની પાદુકાઓની સ્થાપના કરી હતી. ઉપરાંત ચક્રેશ્વરી આદિ દેવીની પણ પ્રતિષ્ઠા કરાવી હતી.

ગુરૂદેવના પુણ્યપ્રતાપે તથા મૂળનાયક ચમત્કારી તેજસ્વી પ્રાચીન પ્રતિમાજીના પ્રતાપે પ્રતિષ્ઠા મહોત્સવ નિર્વિઘ્ને સમાપ્ત થયો. આ દહેરાસરના મુખ્ય વહીવટ કર્તા શ્રી મૂળચંદજી ધાડીવાળ, શ્રી જયચંદજી ચોપડા, શ્રી રાજમલજી કોઠારી તથા શ્રી કેશરીમલજી ચોપડા અને શ્રી પન્નાલાલજી તથા શ્રી જગન્નાથજી પોરવાડ વગેરે છે.

સં. ૨૦૦૧ નું ચાતુર્માસ આપણા ચરિત્રનાયક શ્રી જીન-રત્નસૂરિજીએ ગચ્છોન્નતિના લાભની દૃષ્ટિએ મહીદપુરમાં કર્યું. અહીં પણ ચાતુર્માસમાં તપશ્ચર્યા, પૂજા-પ્રભાવના-રથયાત્રા સાધર્મીવાત્સલ્ય આનંદપૂર્વક થયાં. સંઘમાં આનંદ આનંદ ફેલાયો. અહીં મુનિરત્ન મુક્તિ મુનિજીએ એકાંતરે ઉપવાસ કરવા વડે અષ્ટમાસી તપ કર્યો. ચાતુર્માસ બાદ વિહાર કરી વિછડોદ થઈ મક્ષીજીની યાત્રાર્થે પધાર્યા. ત્યાંથી વિહાર કરતાં કરતાં મંડોદા પાર્શ્વનાથની યાત્રાકરી બડોદીયા પધાર્યા.



## સંઘયાત્રા તથા કોટામાં ધર્મપ્રભાવના

૧૬

'કૃપાળુ ! આપ અમારા પુણ્યોદયે અત્રે પધાર્યા છો. તો કૃપા કરી થોડા દિવસ સ્થિરતા કરો તો અમને લાભ મળે.' સંઘવી શેઠ હજારીમલજી ચોપડાએ વિનતિ કરી.

'ભાગ્યશાળી ! ચૈત્રી ઓળી તો આનંદપૂર્વક થશે પણ તમે ધર્મશ્રદ્ધાળુ છો પરમાત્માની કૃપાથી બે પૈસા પામ્યા છો. કુટુંબમાં સુખ શાંતિ છે. તો ધર્મકાર્યોમાં પણ સત્ કમાઇનો ઉપયોગ કરશો ને !' આચાર્યશ્રીએ પ્રેરણા કરી.

'દયાસિંધુ ! આપ પધારો તો જરૂર આપ ફરમાવો તે ધર્મકાર્ય કરવા હું તત્પર છું. આપ જેવા પુણ્ય પ્રતાપી, તપસ્વી, કૃપાનિધાન અમારા ગામમાં ક્યાંથી ! મારી ધર્મપત્નીની ભાવના ઉદ્યાપન માટેની છે. આપની પ્રેરણાથી તે ભાવના વિશેષ દૃઢ થઇ. આપ ચૈત્રી ઓળી પર જરૂર પધારશો. ઓળી અને ઉદ્યાપનનો લાભ અમે લઇને કૃતાર્થ થઇશું.' શેઠ હજારીમલજીએ પોતાની ભાવના પ્રગટ કરી.

આચાર્યશ્રી બડોદિયા પધાર્યા હતા. વ્યાખ્યાન આદિથી બધા પ્રસન્ન થયા. આચાર્યશ્રીને ચૈત્રી ઓળી માટે વિનતિ કરવામાં આવી. શેઠશ્રી હજારીમલજીને ઉપદેશ આપ્યા અને તેમણે ચૈત્રી ઓળી તથા ઉદ્યાપન માટેની ભાવના દર્શાવી. આચાર્યશ્રીએ ચૈત્રી ઓળીને થોડો સમય હોવાથી આસપાસના પ્રદેશમાં વિચરી નળ ખેડાદિ ગામોમાં થઇને આવવા વચન આપ્યું. તે પ્રમાણે આચાર્યશ્રી વિચરીને પધાર્યા. શ્રી સંઘે ભાવભર્યું સ્વાગત કર્યું. ચૈત્રી ઓળી આનંદપૂર્વક થઇ. ઘણા બહેન ભાઇઓ ઓળીમાં જોડાયા. છૂટા આયંબિલ તો ઘણા થયાં. હમેશાં શ્રીપાળરાજાનો રાસ વંચાતો હતો અને આચાર્યશ્રી વર્ધમાનતપના મહિમા વિષે તથા આયંબિલતપની સિદ્ધિ વિષે મધુર ઉપદેશ આપતા હતા.

શેઠ હજારીમલજીએ ઉદ્યાપનની તૈયારી કરી. સુંદર મંડપ રચાવ્યો. ભગવાનની સ્થાપના કરી. જ્ઞાન દર્શન ચારિત્રના ઉપકરણોની સ્થાપના કરી. આઠે દિવસ આંગી–પૂજા–પ્રભાવના ભાવના ગીતો તથા રથયાત્રા અને સ્વામી વાત્સલ્ય થયાં. છેલ્લાં દિવસે ગુરૂદાદા સાહેબ શ્રી જિનદત્તસૂરિજીના પગલાંની પ્રતિષ્ઠા કરી તથા શાંતિસ્નાત્રની ક્રિયા થઈ. તે જ દિવસે શેઠ હજારીમલજીએ સૂરિજી મહારાજના પોતાને ત્યાં પગલાં કરાવ્યાં. ગુરૂદેવનો સત્કાર કર્યો. આહારાદિ વહોરાવાનો લાભ લીધો. શેઠ હજારીમલજીના ધર્મપત્નીએ આ ઉદ્યાપનમાં જે અનુપમ લાભ લીધો તે માટે ગુરૂમહારાજે ધન્યવાદ આપ્યા અને મંગળ આશીર્વાદ આપ્યા.

અહીંથી વિહાર કરી આચાર્યશ્રી સુજાલપુર પધાર્યા. અહીંના દહેરાસરમાં દાદાગુરૂની ચરણપાદુકાઓની પ્રતિષ્ઠા કરાવી.

વિહાર કરી ઉજ્જૈન પધાર્યા. ઉજ્જૈનના સંઘે ભાવભર્યું સ્વાગત કર્યું. ઉજ્જૈનના સંઘની આગ્રહભરી વિનતિને માન આપી આચાર્યશ્રીએ સં. ૨૦૦૨ નું ચાતુર્માસ ઉજ્જૈનમાં કર્યું.

અહિં જયપુરના શેઠ હમીરમલજી ગુલેછા તથા સિરેમલજી સંચેતી આદિ સંઘના આગેવાનો ગુરૂવંદનાર્થે આવ્યા. તેમણે ગુરૂદેવને જયપુર પધારવાની વિનંતિ બહુ આગ્રહથી કરી. ગુરૂદેવે ' વર્ત્તમાન જોગ ' કહી તેનો સ્વીકાર કર્યો.

આ ચાતુર્માસમાં પૂજા-પ્રભાવના-તપશ્ચર્યા-સાધર્મીવાત્સલ્ય આદિ ધર્મકાર્યો સારા પ્રમાણમાં થયાં. સંઘમાં આનંદ આનંદ ફેલાઈ ગયો.

ચાતુર્માસ પછી વિહાર કરી આસામપુરા થઇ ઇંદોર થઇને માંડવગઢ પધાર્યા. માંડવગઢની યાત્રા કરી ધાર થઇને રતલામ પધાર્યા. રતલામથી વિહાર કરી ગરવટ્ટ ગામે પધાર્યા. અહીંના દહેરાસરમાં ગુરૂદેવ દાદાસાહેબના ચરણોની સ્થાપના કરી, ભાણપુરા, કુકુટેશ્વર આદિની યાત્રા કરતાં પ્રતાપગઢ પધાર્યા. અરણોદમાં પ્રતિષ્ઠા કરવાની હતી, એથી અરણોદના આગેવાનો આચાર્યશ્રીને વિનતિ કરવા આવ્યા અને આચાર્યશ્રી પ્રતિષ્ઠા માટે અરણોદ પધાર્યા. સંઘે આચાર્યશ્રીનું ભાવભીનું સ્વાગત કર્યું. અહીં પ્રતિષ્ઠાનો ઉત્સવ સારી રીતે થયો અને પ્રતિષ્ઠાનું કાર્ય પૂર્ણ કરી પ્રતાપગઢના સંઘના આગ્રહથી પ્રતાપગઢ પધાર્યા. અને સં. ૨૦૦૩ નું ચાતુર્માસ આચાર્યશ્રીએ પ્રતાપગઢમાં કર્યું.

ઉપાધ્યાય શ્રી લબ્ધિમુનિજી, ગણીશ્રી ભાવમુનિજી તથા ગણીશ્રી પ્રેમમુનિજીએ સૂરિજીની આજ્ઞાથી ચાતુર્માસ રતલામમાં

કર્યું. પ્રતાપગઢના ચાતુર્માસમાં સૂરિજીના પુણ્યપ્રભાવે શાસન તથા ગચ્છની સારી ઉન્નતિ થઇ. ધર્મકાર્યો સારા પ્રમાણમાં થયાં.

ચાતુર્માસ પછી સૂરિજી મહારાજ મંદસોર થઇ જાવરા પધાર્યા. અહીં વિદુષી સાધ્વી શ્રી અનુભવશ્રીજી તથા જૈનશ્રીજીના ઉપદેશથી શ્રાવકોએ શ્રી ચક્રેશ્વરીદેવીની મૂર્તિ મંગાવેલી હતી તેની પ્રાણ પ્રતિષ્ઠા આચાર્યશ્રી જીનરત્નસૂરિજી મહારાજના હાથે કરાવવામાં આવી. આ નિમિત્તે અઠ્ઠાઇમહોત્સવ–પૂજા–પ્રભાવના આદિ શાસનહિતના કાર્યો સારાં થયા.

'સાહેબ! આપશ્રી અત્રે પધાર્યા છો તો મારી ભાવના સેમલીયાજી તીર્થનો સંઘ કાઢવાની છે. આપશ્રી સંઘમાં પધારો તો મને બહુ આનંદ થશે.' શેઠ ચાંદમલજી ચોપડાએ વિનંતિ કરી.

'ભાગ્યશાળી! સેમલીયાજી તો અમે જઈ આવ્યા છીએ. તેમ કોટના દિવાનબહાદુર શેઠ કેસરીસિંહજીની વર્ષોથી કોટામાં ધર્મકાર્યો કરવાની ભાવના છે. માટે તે તરફ વિહારની ભાવના છે, આચાર્યશ્રીએ પોતાની ભાવના વ્યક્ત કરી.

'ગુરૂદેવ! સેમલીયાજી તો પાસે જ છે. આપશ્રી સંઘમાં પધારશો તો બધા યાત્રિકોને ખૂબ લાભ થશે. મારે તો આપના શુભહસ્તે તીર્થમાળ પહેરવી છે. આપના મંગળ આશીર્વાદ જોઇએ છીએ.'

'જહાસુખમ! તમારો આગ્રહ સવિશેષ છે તો હું સેમલીયાજી તીર્થની યાત્રા કરીને આગળ જઇશ. કરો તૈયારી.'

આપણા ચરિત્રનાયક કોટા થઇ જયપુર તરફ પધારવાના

હતા પણ જાવરાના રહીશ શેઠ ચાંદમલજી ચોપડાની ઘણા સમયથી સેમલીયાજી તીર્થનો સંઘ કાઢવાની ઇચ્છા હતી અને સંઘમાં આચાર્યશ્રી પધારે તેમ તેમની ખાસ ઈચ્છા હતી તેથી તેમણે આચાર્યશ્રીને પ્રાર્થના કરી અને આચાર્યશ્રીએ તે પ્રાર્થના સ્વીકારી.

શુભ મુહૂર્તે જાવરાથી સેમલીયાજી તીર્થનો સંઘ નીકળ્યો. આચાર્યશ્રી પણ પધાર્યા. બહુ આનંદ થયો. સંઘમાં ઘણા ભાઇ-બહેનો જોડાયા. સંઘ આનંદપૂર્વક સેમલીયાજી આવ્યો. ચમત્કારી શ્રી શાંતિનાથ પ્રભુના દર્શન કરી સૌ પાવન થયા. આચાર્યશ્રીએ શેઠ ચાંદમલજીને તીર્થમાળ પહેરાવી. પૂજા-પ્રભાવનાદિ આનંદપૂર્વક થયાં. સાધર્મીવાત્સલ્ય થયાં તેમજ દેવદ્રવ્ય આદિમાં શેઠ ચાંદમલજીએ સારો ખર્ચ કર્યો. તીર્થયાત્રા કરી આચાર્યશ્રીએ વિહાર કર્યો.

આચાર્યશ્રી રતલામ થઈને આચરોદ પધાર્યા. અહીં જાવરાના રહેવાસી ભાવિક શ્રાવક પ્યારચંદ્રજી પગારીયાએ પોતાની ભાવના પાર્શ્વનાથનો સંઘ કાઢવાની દર્શાવી. આચાર્યશ્રી તેમની વિજ્ઞપ્તિનો સ્વીકાર કરી જાવરા પધાર્યા અને ચૈત્ર વદ છઠના દિવસે સંઘ રવાના થઇ ઢોંઢણુ ગામ આવ્યો. ત્યાંના સંઘે સંઘપતિ તથા આચાર્યશ્રીનો સત્કાર કર્યો. અહીં સંઘવીએ પૂજા પ્રભાવના તથા સાધર્મીવાત્સલ્ય કર્યું. બીજા દિવસે સંઘ તલોદા પહોંચ્યો. અહીં પણ સારો સત્કાર થયો. પૂજા-પ્રભાવના આદિ થયાં.

પછી સંઘ મંદસોર થઇને તીર્થસ્થળ વઇ ગામે પહોંચ્યો. તંબુઓમાં સંઘ ઉતર્યો. વાજતેગાજતે સંઘનું સ્વાગત થયું.

સંઘ તીર્થનાયક શ્રી પાર્શ્વનાથ પ્રભુની પ્રાચીન પ્રતિમાના દર્શન કરી પાવન થયો. સંઘવીએ આચાર્યશ્રીના શુભ હસ્તે તીર્થમાળ પહેરી. સંઘે બે દિવસ સ્થિરતા કરી. પૂંજા-પ્રભાવના તથા સાધર્મીવાત્સલ્ય આદિ ઉલ્લાસથી થયા. સંઘવીએ દેવદ્રવ્ય આદિમાં સારો ખર્ચ કર્યો. સંઘવી પ્યારચંદ્રજી સૂરિજીના મંગળ આશીર્વાદ મળવાથી પોતાની જાતને કૃતકૃત્ય માનવા લાગ્યા.

અહીંથી આચાર્યશ્રીએ જયપુર તરફ વિહાર કર્યો. ક્રમે કરીને કોટા પધાર્યા. ત્યાં આવતાં ગણીશ્રી ભાવમુનિજીને લકવાનો ઉથલો થઇ આવ્યો અને એક જ દિવસની બિમારીમાં તેઓ જેઠ વદ અમાસની રાત્રે સમાધિપૂર્વક સ્વર્ગવાસ પામ્યા.

અહીંના ડુંગરાલ પ્રદેશની સખત ગરમી અને લાંબા વિહારના પરિશ્રમના કારણે ખુદ આચાર્ય મહારાજ તેમજ ઉપાધ્યાયજી મહારાજની પણ તબીયત બહુ અસ્વસ્થ થઇ ગઇ. દાહજ્વરના અંગે બન્ને પૂજ્યોના શરીર અત્યંત અશક્ત થઇ ગયાં. દિવાન બહાદુર શેઠ કેશરીસિંહજી આદિ કોટાના સમસ્ત સંઘે બહુ જ આગ્રહભરી વિનંતિ કરી એટલે ક્ષેત્ર સ્પર્શનાનો વિચાર કરી સૂરિજી મહારાજે તેનો સ્વીકાર કર્યો. સં. ૨૦૦૪ નું ચાતુર્માસ કોટામાં શાંતિપૂર્વક કર્યું.

'મત્થેએણ વંદામિ !' શેઠ કેશરીસિંહજી બાફણાએ આચાર્યશ્રી ને વંદણા કર્યા.

'ધર્મલાભ ! ભાગ્યશાળી તમે તો ધર્મ પ્રેમી છો. વ્યવહારના કાર્યો અને સંપત્તિ મેળવવાના કાર્યો તો ઘણા કર્યા. હવે ધર્મઉદ્યોતના કાર્યો પણ કરવાના છે. કોટામાં તમે

તો દિવાન બહાદુર અને સમૃદ્ધિશાળી ભાગ્યવાન છો.' આચાર્યશ્રીએ પ્રેરણા આપી.

'સાહેબ! હું પણ આ ભાવનાથી જ આપના દર્શને આવ્યો હતો પણ આપ દયાળુ તો મારા હૃદયની વાત જાણી ગયા. અને મને વિશેષ ઉત્સાહિત કર્યો. મારાથી યથાશક્તિ ધર્મ કાર્યો પણ થતાં રહે છે. પણ આપ જેવા પુણ્ય પ્રતાપી આચાર્ય પધાર્યા છો તો ધર્મ પ્રભાવના કરવા ભાવના જાગી છે. પહેલાં તો આપ કૃપાળુ ભગવતી સૂત્રની વાચના આપો. પછી બીજાં પણ ધર્મકાર્યો થશે જ.' દિવાન બહાદુરશ્રી કેશરીસિંહજી બાફણાએ પોતાની ભાવના પ્રદર્શિત કરી.

'તમારી ભાવના પૂરી થશે! મારી ભાવના વિહારની હતી. પણ તમે ભગવતી સૂત્રની વાચના તથા બીજા ધર્મ-કાર્યો માટે ઉત્સાહ ધરાવો છો તો તે ધર્મ પ્રભાવનાનાં કાર્યો પૂરાં કરીને પછી વિહાર થશે.' આચાર્યશ્રીએ સંમતિ આપી.

દિવાન બહાદુર શ્રી કેશરીસિંહજી બાફણાને આચાર્યશ્રીની સંમતિથી ભારે આનંદ થયો. તેમણે મહાન પૂજનીય શ્રી ભગવતી સૂત્રને હાથીને હોદ્દે પધરાવી શહેરમાં જ્ઞાન યાત્રા ફેરવી-પૂજા પ્રભાવના કરી ગુરૂદેવને વાચના માટે આપ્યું. હમેશાં સોના રૂપાના ફુલથી વધાવવામાં આવતું હતું. આચાર્યશ્રીએ ભગવતી સૂત્રની વાચના એવી તો સુંદર રીતે આપી કે શ્રી સંઘ તથા ભક્તજનો મુગ્ધ થઇ ગયા. આ ઉપરાંત આચાર્યશ્રીના ઉપદેશથી શ્રી ભાવમુનિ ગણીજીના સ્વર્ગવાસ નિમિત્તે દિવાન બહાદુર શ્રી બાફણાએ ઉદારતાથી પોતાના દહેરાસરમાં અઠ્ઠાઇ-મહોત્સવ કર્યો અને પૂજા-પ્રભાવના

અંગરચના-ભાવના ઉલ્લાસપૂર્વક થયાં. શાંતિસ્નાત્ર અને સ્વામીવાત્સલ્ય પણ સુંદર રીતે બાફણાજીએ કર્યું અને ખૂબ લાભ લીધો.

ચાતુર્માસ પછી શ્રી બાફણાજીએ સૂરીજીમહારાજ તથા શ્રી સંઘને દાદાવાડીમાં ભગવાનની તથા દાદા સાહેબની પૂજા ભણાવવા નિમંત્રણ આપ્યું. આનંદપૂર્વક દાદાવાડી પધાર્યા. દાદાવાડીમાં પૂજા-પ્રભાવના-અંગરચના થયા. શ્રી બાફણાજીએ સ્વામીવાત્સલ્ય કર્યું. ફરી પોષ દશમીના દિવસે પણ દાદાવાડીમાં પૂજા-પ્રભાવના તથા સ્વામીવાત્સલ્ય કર્યું. આચાર્ય પ્રવરની પ્રેરણા પ્રમાણે શ્રી બાફણાજીએ ધર્મઉદ્યોતના કાર્યો કરી ઘણો લાભ લીધો.

એક દિવસે આચાર્યશ્રીને શિષ્ય પરિવાર સાથે પોતાને ઘેર પગલાં કરવા આનંદ પૂર્વક લઇ ગયા, આવા પુણ્યરાશિ તપસ્વી ઉપકારી આચાર્યશ્રીના પુણ્ય પગલાંથી પ્રભાવિત થઇ દિવાન બહાદુર બાફણાજી તથા તેમના સદ્‌ગુણાનુરાગી ધર્મ-નિષ્ઠ ધર્મપત્નીએ સર્વથા ચતુર્થવ્રત અંગીકાર કર્યું. આચાર્ય-શ્રીએ મંગળ આશીર્વાદ આપ્યા. પતિ-પત્ની બન્ને પોતાને ધન્ય ધન્ય માનવા લાગ્યા. સંઘમાં પણ આનંદ આનંદ ફેલાઇ ગયો.

કોટા જેવા ધર્મપ્રેમી નગરમાં ધર્મઉદ્યોતના કાર્યો સારાં થયાં. જૈનશાસનનો જયજયકાર થઈ રહ્યો.



## પ્રતિષ્ઠા તથા ઉપધાન

૧૭

આપણા ચરિત્રનાયકે કોટાથી વિહાર કર્યો. નવાપુરા પધાર્યા. અહીં કોટાના ઘણા ભાઈ–બહેનો પણ આવ્યા અને પૂજા–પ્રભાવના સાધર્મીવાત્સલ્ય થયું. અહીંથી વિહાર કરી ગ્રામાનુગ્રામ વિહાર કરતા કરતા બુંદી શહેર પધાર્યા. બુંદીમાં આચાર્યશ્રીનું ભાવભર્યું સ્વાગત કરવામાં આવ્યું. કોટાથી દીવાન બહાદુર શેઠ શ્રી કેશરીસિંહજી બાફણા પોતાના કુટુંબ સહિત બુંદી આચાર્યશ્રીના દર્શને આવ્યા. સાથે બીજા પણ ભાવિક શ્રાવકો આવ્યા હતા. અહીં શ્રી બાફણાજીએ પૂજા–પ્રભાવના–સાધર્મીવાત્સલ્ય કર્યું. આચાર્યશ્રીનું વ્યાખ્યાન સાંભળી આનંદથી આચાર્યશ્રીના આશીર્વાદ લઇ કોટા ગયા. આચાર્યશ્રી બુંદીથી વિહાર કરી ટોંક પધાર્યા. ટોંકથી માલપુરા પધાર્યા. માલપુરામાં દાદાસાહેબ શ્રી જિનકુશળસૂરીશ્વરજીની મહા પ્રભાવશાળી ચરણપાદુકાને ભક્તિપૂર્વક વંદન કર્યું. અહીં જયપુરના શેઠ હમીરમલજી ગુલેછા તથા સિરેમલજી સંચેતી આદિ અનેક ભાવિક શ્રાવકો ગુરૂદેવને વંદન કરવા આવી પહોંચ્યા. ઉલ્લાસભાવે વંદન કરીને જયપુર પધારવા વિનંતિ કરી. તેમની

વિનંતિથી સૂરિજી મહારાજે જયપુર તરફ વિહાર કર્યો. કેટલાય ભાવિકઆત્માઓ પગેપાળા ગુરૂદેવની સાથે ચાલ્યા, અને અનુક્રમે જયપુર પહોંચ્યા, જયપુરના સંઘે ખૂબ ઉલ્લાસપૂર્વક આચાર્યશ્રીનું સ્વાગત કર્યું. અહીં સૂરિજી મહારાજને તાવ આવવા લાગ્યો અને તેમાં મોતીઝરો થઇ આવ્યો. ત્યાંના સંઘે વૈદ આદિના ઉપચારો ખૂબ કર્યા. પણ મુદતીઓ તાવ હોવાથી ઘણી લાંબી મુદત સુધી કાંઇ ફરક પડ્યો નહિ. બિમારી તો દિવસે દિવસે વધતી ગઇ. ગંભીરસ્થિતિ થઇ ગઈ. અશક્તિ પણ ઘણી આવી ગઈ પણ સૂરિજીએ સમતાભાવે અજોડ ધૈર્ય રાખી રોગ પરિસહસહન કર્યો. અઢી મહિના સુધી ખૂબ તકલીફ રહી. ધીરે ધીરે તબીયત સુધરી. શ્રી સંઘે પણ ગુરૂદેવની ખૂબ સેવા, સુશ્રુષા, પરિચર્યા કરી. તબીયતને લીધે શ્રી સંઘે ચાતુર્માસ માટે આગ્રહ કર્યો અને લાભાલાભનું કારણ જાણી સં. ૨૦૦૫ નું ચાતુર્માસ આચાર્યશ્રીએ જયપુરમાં કર્યું.

અહીંના પહાડી પ્રદેશના અંગે સખત ગરમીના લીધે આ ચોમાસામાં સૂરીજી મહારાજને શરીરમાં દાહ ( બળતરા ) ની તકલીફ બે-અઢી મહિના સુધી બહુ અસહ્ય રહી. તે પણ ગુરૂદેવે ખૂબ સમતાથી સહન કરી.

અહીં પંજાબના શહેર ડેરાગાજીખાં પાકીસ્તાનમાં જતાં ત્યાંના ઘણાખરા શ્રાવકો જયપુર આવીને વસ્યા હતા. તેમણે અહીં શ્રીમાલીના દહેરાસરમાં આરસની છત્રી બનાવરાવી. તેમાં તેઓ પોતાની સાથે લાવેલ પ્રભુ પ્રતિમાઓને સૂરિ મહારાજના વરદહસ્તે સ્થાપીત કરાવી. આચાર્યશ્રીના બીરાજવાથી જયપુરમાં ધર્મપ્રભાવના ઘણી સારી થઈ. છઠ્ઠ-અઠ્ઠમ

અને અઠ્ઠાઈ તો ઘણા થયા પણ માસખમણની મોટી તપશ્ચર્યા આનંદપૂર્વક થઇ. પૂજા-પ્રભાવના, રથયાત્રા, અઠ્ઠાઈ-મહોત્સવ, સાધર્મીવાત્સલ્ય આદિ પણ ઉલ્લાસપૂર્વક થયાં.

પર્યુષણ પછી કાર્તક માસમાં કચ્છ-ભુજમાં તૈયાર થયેલ નૂતન દાદાવાડીમાં દાદા ગુરૂદેવની પ્રતિષ્ઠા સૂરિજી મહારાજના મંગળ હસ્તે જ કરાવવા શ્રી કચ્છ-ભુજના સંઘનો નિશ્ચય હોવાથી ત્યાંના સંઘ સમસ્ત તરફથી પ્રતિનિધિ તરીકે શા રવજીભાઇ શીવજી વોરા આચાર્યશ્રીને વિનંતિ કરવા આવ્યા અને વંદન કરીને પોતાને ત્યાંની પરિસ્થિતિ રજુ કરી.

'સાહેબ ! આપશ્રી જાણો છો કે ભુજમાં ભુજીયા કિલ્લાની પાસે જુના વખતની દાદાવાડી હતી. આ દાદાવાડીમાં સ્થાપિત ગુરૂદેવના ચરણોની પ્રતિષ્ઠા સં. ૧૬૧૫ માં આચાર્ય શ્રી જિનરાજસૂરિજીના હાથે થઇ હતી પણ શહેરથી બહુ દૂર એકાંતમાં હોવાથી તેમજ ઘણા જૂના સમયની હોવાથી જીર્ણ થઇ ગઇ હતી. શ્રી સંઘે ભુજના મહારાજા પાસેથી શહેરની નજદિક સુંદર ભૂમિનો એક ટુકડો ખરીદી લીધો અને આ ભૂમિમાં ભક્તિ ભાવપૂર્વક દાદાવાડી બનાવી એક સુંદર ગુરૂમંદિર તૈયાર કરાવ્યું. તે તૈયાર થયે પણ ઘણો સમય થયો. કોઈ પ્રભાવિક ગુરૂમહારાજનો જોગ થયો નહિ આપશ્રીના મંગળ હસ્તે પ્રતિષ્ઠા કરાવવા સમસ્ત શ્રી સંઘે નિર્ણય કર્યો છે. આપશ્રી કૃપા કરી ભુજ પધારો અને અમારી ભાવના સફળ કરો.'

'ભાગ્યશાળી ! તમારા શ્રી સંઘની ભાવના તો ઘણી સુંદર છે પણ હું તો અહીં અત્યંત દૂર છું હજી આસપાસના ગામોમાં ધર્મઉદ્યોત કરવા વિનતિઓ આવી છે પણ હું જરૂર

સમય મળ્યે ભુજ આવીશ વર્તમાન યોગ હશે તેમ થશે.' આચાર્યશ્રીએ પોતાની ભાવના દર્શાવી.

શ્રી રવજીભાઈ ગુરૂદેવની સંમતિ મળવાથી આનંદ પામતા પોતાના વતન તરફ રવાના થયા.

જયપુરનું ચોમાસું ખૂબ આનંદપૂર્વક પૂર્ણ કરી આચાર્યશ્રી ગ્રામાનુગ્રામ વિહાર કરતા અજમેર પધાર્યા. અજમેરના સંઘમાં આચાર્યશ્રીના પધારવાથી ખૂબ આનંદ ફેલાયો. સંઘે ચાતુર્માસ કરવા પ્રાર્થના કરીઅને સં. ૨૦૦૬નું ચાતુર્માસ સૂરિજીએ અજમેરમાં કર્યું. અજમેરના ચાતુર્માસમાં પણ ધર્મકાર્યો, તપશ્ચર્યા પૂજા-પ્રભાવના સાધર્મીવાત્સલ્ય ખૂબ આનંદથી થયાં. ચાતુર્માસ પછી આચાર્યશ્રીએ વિહાર કર્યો. ગ્રામાનુગ્રામ ધર્મ પ્રભાવના માટે ઉપદેશ કરતા કરતા સૂરિજી બ્યાવર-નવા શહેર પધાર્યા શ્રાવકોએ ખૂબ ધૂમધામથી નગરપ્રવેશ કરાવ્યો. અહીં પણ ધર્મ પ્રભાવના સારી થઈ. અહિં આગળ મોંઘામંડીવાળા ડૉ. પાસે સૂરિમહારાજની એક આંખનો મોતીયો ઉતરાવામાં આવ્યો. અહીં મેવાડ દેશના શહેર વિજયનગરના આગેવાનો આવ્યા અને સૂરિજીને વિજયનગર પધારવા અને પ્રતિષ્ઠાનું કાર્ય મંગળ રીતે કરાવી આપવા પ્રાર્થના કરી. તેમની ભાવનાને માન આપીને આચાર્યશ્રી વિજયનગર પધાર્યા. સંઘે ભાવપૂર્વક સ્વાગત કર્યું.

પ્રતિષ્ઠાની તૈયારી થવા લાગી. અઠ્ઠાઈ-મહોત્સવ શરૂ થયો. પૂજા-વિવિધ અંગરચના, પ્રભાવના, ભાવનાગીતો આદિ થવાં લાગ્યાં. રથયાત્રા નીકળી. સંવત ૨૦૦૭ના જેઠ શુદ પાંચમના શુભ દિવસે શુભ લગ્ને શ્રી ચંદ્રપ્રભસ્વામી આદિ જિનપ્રતિ-

માઓ તથા દાદાસાહેબ શ્રી જીનદત્તસૂરીજી મહારાજની ચરણ-પાદુકા આદિની પ્રતિષ્ઠા ગુરૂદેવે મંગળકારી રીતે કરી. સંઘમાં આનંદ આનંદ ફેલાઇ ગયો.

પ્રતિષ્ઠાના સમયે અજમેરનિવાસી ધર્મનિષ્ઠ શેઠ હીરાચંદજી સંચેતીના સુપુત્ર શેઠ રતનચંદજી આવ્યા અને અજમેર પધારવા અત્યંત આગ્રહભરી વિનતિ કરી તેથી લાભાલાભનું કારણ જાણી આચાર્યશ્રીએ અજમેર તરફ વિહાર કર્યો અજમેરમાં આચાર્યશ્રીનું અપૂર્વ સ્વાગત થયું. શેઠ રતનચંદજી સંચેતીએ વીશસ્થાનક તપનું ઉજમણું કર્યું. તે નિમિત્તે અઠ્ઠાઈ-મહોત્સવ શરૂ કર્યો. પૂજા-પ્રભાવના ખૂબ આનંદપૂર્વક થયાં. શેઠ કસ્તુરચંદજી ભડગતીયાના ધર્મપત્ની શ્રાવિકા જીવણકુંવરબાઇએ પોતાના કોઠીના દહેરાસરમાં દાદાસાહેબ શ્રી જિનદત્તસૂરીજી મહારાજની મૂર્તિની પ્રતિષ્ઠા આચાર્યપ્રવરના મંગળહસ્તે કરાવી. અજમેર ધર્મપ્રભાવનાના કાર્યો કરી આચાર્યશ્રી અજમેરથી વિહાર કરી પાછા બ્યાવર નવા શહેર પધાર્યા.



## છેલ્લી દીક્ષા અને છેલ્લો ઉપધાનતપ

૧૮

બ્યાવરના સંઘે ભાવભર્યું સ્વાગત કર્યું. આ સમયે મુલતાનનિવાસી સુશ્રાવક હીરાલાલજી જુંગડીની ભાવના ભાગવતી દીક્ષા માટે થઈ. તેઓ સૂરીજી પાસે આવ્યા અને ગુરૂદેવને પ્રાર્થના કરી. તેમની ભાવના ઉત્કટ જોઈને આચાર્યશ્રીએ સંમતિ આપી. આ દીક્ષા નિમિત્તે બ્યાવરના નિવાસી શેઠ ઉદયચંદજી કાઠીયાએ અઠ્ઠાઈ-મહોત્સવ કર્યો. પૂજા પ્રભાવના સાથે દીક્ષાનો વરઘોડો ધૂમધામથી નીકળ્યો. ૨૦૦૭ના અષાડ શુદ ૧ ના દિવસે આચાર્યશ્રીના હાથે ભગવતી દીક્ષા આપવામાં આવી. હીરાલાલજીને હીરમુનિનું નામ આપ્યું. આચાર્યશ્રીના શિષ્ય થયા. સં. ૨૦૦૭ નું આચાર્યશ્રીનું ચાતુર્માસ બ્યાવરમાં થયું.

આચાર્યશ્રીની ધર્મદેશના સાંભળી ધર્મનિષ્ઠ શેઠ શ્રી ઉદયચંદજી કાઠીયા તથા ધર્મનિષ્ઠ શેઠ ચંપાલાલજી જેતારણવાળાએ ઉપધાન કરાવવાની ભાવના દર્શાવી અને આચાર્યશ્રીએ તે માટે સંમતિ આપી. સંઘમાં આનંદ ફેલાયો. ગામેગામ નિમંત્રણ મોકલ્યાં. ઉપધાનતપનો સમારંભ શરૂ થયો. રમણીય વિશાળ મંડપમાં ઉપધાનના તપસ્વીઓને ક્રિયા કરાવવામાં આવતી હતી.

પહેલું ઉપધાન પંચ મંગળ મહાશ્રુત સ્કંધ-નવકાર મહામંત્રનું વીસ દિવસમાં સાડા બાર ઉપવાસે વાચના દેવા પૂર્વક પૂર્ણ કર્યું. બીજું ઉપધાન પ્રતિક્રમણ શ્રુત સ્કંધ-ઇરિયાવહિયાનું

પણ વીસ દિવસ સાડા બાર ઉપવાસે વાચના આપવાપૂર્વક સમાપ્ત થયું. ત્રીજું ઉપધાન શ્રુતસ્તવ-પુક્ખર વરદીનું ૭ દિવસમાં સાડાત્રણ ઉપવાસે અને ચોથું ઉપધાન ચૈત્યસ્તવન-અરિહંત ચેઈઆણંનું ચાર દિવસમાં અઢી ઉપવાસે પૂર્ણ કર્યું.

સિદ્ધ સ્તવ-સિદ્ધાણં બુદ્ધાણંનું પાંચમું ઉપધાન એક દિવસમાં એક ઉપવાસે કરવામાં આવ્યું તે દરેક ઉપધાનમાં તે તે સૂત્રની વાચના વિધિપૂર્વક દેવામાં આવતી હતી. આ ઉપધાનોપૈકી પહેલાના બે ઉપધાનોમાં એકાંતરે ઉપવાસ તથા એકાસણા અને પાછળના બે ઉપધાનો (છકીયા ચોકીયા) માં પ્રારંભના દિવસે ઉપવાસ અને પછી નિરંતર આંબિલ તથા હમેશાં પૌષધવ્રત પૂર્વક કરવાના હોય છે.

ઉપધાનમાં બેસનાર ભાઈ-બહેનોની ભક્તિ પણ ખૂબ ભાવપૂર્વક થતી હતી. એકાસણામાં અનેકવિધ વસ્તુઓથી ભક્તિ થતી હતી. ઉપધાનમાં બેસનાર ભાઇ-બહેનોની શાતા પૂછવા બહારના બાઇ-બહેનો હમેશાં આવતા હતા. વ્યાખ્યાન આદિ સુંદર રીતે થતાં હતાં. આ બધાનો લાભ શ્રી શેઠ ઉદયચંદજી કાઠીયા તથા શેઠ ચંપાલાલજીએ ઉદારતાપૂર્વક લીધો.

પૂજા-અંગરચના તથા ભાવગીતો આનંદપૂર્વક થતાં હતાં. અઠ્ઠાઈ-મહોત્સવ પણ થયો. તપસ્વીઓનો શાનદાર વરઘોડો કાઢવામાં આવ્યો. માગશર સુદ ૬ ના દિવસે ખૂબ આનંદથી વિધિપૂર્વક માળ પહેરાવવામાં આવી. તપસ્વીઓને ચાંદીની નોકારવાળી, ચાંદીની વાટકી, પુસ્તકો, વાસણો આદિની પ્રભાવના આપવામાં આવી. સાધર્મીવાત્સલ્ય થયું. સંઘમાં આનંદ આનંદ ફેલાઈ ગયો. જૈનશાસનનો જયજયકાર થઇ રહ્યો.

## કચ્છ-ભુજમાં નૂતન દાદાવાડી

૧૯

ઉપધાન તપ શાંતિપૂર્વક સમાપ્ત કરી આચાર્યશ્રીએ શિષ્ય પરિવાર સાથે વિહાર કર્યો. ગ્રામાનુગ્રામ વિચરતા સોજત થઇને પાલી પધાર્યા. શ્રી સંઘે ભાવભર્યું સ્વાગત કર્યું. સૂરિજી મહારાજે અહીં માસકલ્પ કર્યું. ભુજના અગ્રગણ્ય શેઠ શ્રી સિંગજીભાઈ વિક્રમસી ફરીથી વિનંતિ કરવા મુંબઇથી આવ્યા અને બહુ આગ્રહભરી વિનંતિ કરી.

'ભાગ્યશાળી ! તમારો કચ્છદેશ અને તેમાંએ ભુજ શહેર તો બહુ દૂર છે. હમણાં ઉનાળો ચાલે છે વળી આ દેહ હવે જીર્ણ થવા આવ્યો છે. પહેલાની જેમ ધાર્યું કામ આપતો નથી. એટલે આ વર્ષે તો ભુજ પહોંચવું મુશ્કેલ છે પણ ચાતુર્માસ પછી ફરસના થઇ તો આવવા ભાવના છે. બને તે ખરૂં.' આચાર્યશ્રીએ પોતાની ભાવના દર્શાવી.

શ્રી સિંગજીભાઇ ખૂબ ખૂબ પ્રસન્ન થઇને મુંબઈ ગયા. આપણા ચરિત્રનાયકે પાલીથી વિહાર કર્યો. વરકાણા આદિ પંચતીર્થી તથા રાતામહાવીરની યાત્રા કરી શીવગંજ થઇને

કોરટા તીર્થમાં તીર્થનાયક શ્રી મહાવીરસ્વામી તથા શ્રી આદીશ્વર ભગવાનની પ્રાચીન અને પ્રભાવશાળી પ્રતિમાઓના દર્શન કરી પાવન થયાં. અહીં દાદાશ્રી જિનકુશળસૂરિજી મહારાજની જન્મભૂમિ ગઢસિવાણાના સંઘના આગેવાન શેઠ ભીકમચંદજી લલવાણી આદિ શ્રાવકો આવ્યા. તેઓએ પોતાના ગામમાં ચાતુર્માસ કરવા અત્યંત આગ્રહભરી વિનંતિ કરી.

શ્રી સૂરિજી મહારાજે લાભાલાભની દૃષ્ટિએ તેનો સ્વીકાર કર્યો. ત્યાંથી વિહાર કરી વાંકલી, તખતગઢ આદિ ગામોને પાવન કરતા ચૂંડા પધાર્યા. સૂરિજી મહારાજના વડીલ ગુરૂબંધુ સ્વર્ગીય અનુયોગાચાર્ય પંન્યાસપ્રવર શ્રીમદ્ કેશરમુનિજી ગણિવરની જન્મભૂમિનું આ ગામ હતું.

અહીં ગુરૂદેવનું ભાવભર્યું સ્વાગત થયું. અહીં દહેરાસરજીની પાછળ સં. ૨૦૦૮ ના જેઠ વદ સાતમના દિવસે આચાર્યશ્રીએ દાદાસાહેબ શ્રી જીનદત્તસૂરિજી મહારાજની મૂર્તિ અને મણીધારી દાદાસાહેબ શ્રી જિનચંદ્રસૂરીજી તથા દાદાસાહેબ શ્રી જિનકુશલસૂરિજી અને અનુયોગાચાર્ય પન્યાસ શ્રી કેશરમુનિજી ગણિવરની ચરણ પાદુકાઓની પ્રતિષ્ઠા કરી. અહીંથી વિહાર કરી આહોર–જાલોર આદિ શહેર અને ગામોમાં વિચરતા શ્રાવકોના આગ્રહથી દાદાસાહેબ શ્રી જિનકુશલસૂરિજી મહારાજની જન્મભૂમિ ગઢસિવાણા પધાર્યા. અહીં સંઘે ઉલ્લાસપૂર્વક પ્રવેશ કરાવ્યો. લાભાલાભની દૃષ્ટિએ સં. ૨૦૦૮ નું ચાતુર્માસ આચાર્યશ્રીએ ગઢસિવાણામાં કર્યું.

ગુરૂદેવના ઉપદેશથી આ ચાતુર્માસમાં તપશ્ચર્યા પૂજા–પ્રભાવના આદિ આનંદપૂર્વક થયાં. ચાતુર્માસ પછી આચાર્યશ્રી

ચતર્વિધ સંઘ સાથે શ્રી નાકોડાજી તીર્થની યાત્રાએ પધાર્યા. નાકોડા પાર્શ્વનાથ પ્રભુની પ્રભાવિક પ્રતિમાજીના દર્શન કરી આનંદ પામ્યા.

શ્રી સંઘે પૂજા આદિ ભણાવીને ત્રણ દિવસનો ઉત્સવ કર્યો અને સં. ૨૦૦૮ના માગશર શુદ એકમના દિવસે શુભ લગ્નમાં દાદાસાહેબ શ્રી જિનદત્તસૂરિજી આદિની મૂર્તિ તથા ચરણ પાદુકાઓની તેમજ કીર્તિરત્નસૂરિજી કે જેમણે આ તીર્થના અધિષ્ઠાતા ક્ષેત્રપાલ (ભૈરવ)ની ચમત્કારિક મૂર્તિને સ્થાપિત કરી છે, અને જેમનો સ્વર્ગવાસ અહિં થયેલ હોઇ તેમના સમાધિ સ્થાનની દેરીનો જીર્ણોદ્ધાર સ્વ. આચાર્ય શ્રી જિનકૃપાચંદ્રસૂરિજી મહારાજ તથા તેમના પટ્ટધર આચાર્ય શ્રી જયસાગરસૂરિજીના સદુપદેશથી થયેલ હતો, તેની પ્રતિષ્ઠા કરી.

કચ્છ–ભુજના સંઘની વિનંતી ઘણા સમયથી હતી તેથી આચાર્યશ્રીએ લાભાલાભની દૃષ્ટિએ કચ્છ તરફ વિહાર કર્યો. અનુક્રમે ડીસાકેમ્પ થઇ ભીલડીયાજીમાં પાર્શ્વનાથ પ્રભુની પ્રાચીન ચમત્કારી પ્રતિમાજીના દર્શન કરી રાધનપુર પધાર્યા. રાધનપુરમાં આચાર્યશ્રીનું સુંદર સ્વાગત થયું. અહીંના દેવ વિમાન જેવાં પચીસ ભવ્ય મંદિરોના દર્શન કરી કટારીયા તીર્થની યાત્રા કરી અંજાર થઇ પ્રાચીન તીર્થ ભદ્રેશ્વર પધાર્યા.

અહીં તીર્થપતિ શાસનનાયક શ્રી મહાવીર પ્રભુના દર્શન કરી પાવન થયા. અનુક્રમે માંડવી આદિ શહેરો અને ગામોને પાવન કરતા ભુજ પધાર્યા. ભુજમાં આચાર્યશ્રી ઘણા વર્ષે પધાર્યા હોવાથી શ્રી સંઘે ભાવપૂર્વક સુંદર સ્વાગત કર્યું. ગુરૂમહારાજનું આગમન સાંભળીને શહેરના ભાવિક ભાઇ–

બહેનો ઉમટી આવ્યાં. ગુરૂમહારાજના દર્શન કરી આનંદિત થયાં. સં. ૨૦૦૯ નું ચાતુર્માસ આચાર્યશ્રીએ લાભાલાભની દૃષ્ટિએ ભુજમાં કર્યું. સૂરીશ્વરજીના પુણ્ય પ્રતાપે ભુજમાં ખૂબ જાગ્રતિ આવી. લોકોના ભાવ ખૂબ વૃદ્ધિ પામ્યા. ધર્મ ભાવના પ્રદિપ્ત થઇ. તપશ્ચર્યા, પૂજા, પ્રભાવના, સ્વામીવાત્સલ્ય થયાં. શાસનોન્નતિ સારી થઇ.

'કૃપાસિંધુ! આપ જેવા પુણ્યરાશિ આચાર્યદેવ પધાર્યા છો. અમે તો આપની ઘણા વખતથી વાટ જોઇ રહ્યાં છીએ. અમે શ્રી સંઘે દાદાવાડી નવીન તૈયાર કરાવી છે. તેમાં પ્રતિષ્ઠા કરવવાની છે તો આપશ્રી અમારા સંઘની ઘણા વખતની ભાવના સફળ કરો અને નૂતન દાદાવાડીમાં સારામુહુર્તે દાદાગુરૂદેવની પ્રતિષ્ઠા કરાવી આપો!' ભુજના આગેવાનોએ વિનંતિ કરી.

'ભાગ્યશાળીઓ! સરૂમાં સુશ્રાવક શા. રવજીભાઇ શિવજી વોરા જયપુર એ માટે વિનંતી કરવા આવ્યા હતા. પણ તે વખતે બિમારીના અંગે શરીર બહુ અશક્ત હોવાથી તેનો સ્વીકાર થઇ શકયો ન હતો. ત્યારપછી તમારા આગેવાન શ્રી સિંગજીભાઈ તો પાલી-મારવાડ વિનંતિ કરવા આવ્યા હતા પણ આ જીર્ણ શરીરે પહોંચાય તેમ નહોતું. એટલે ગયું ચોમાસું મારવાડમાં વીતાવીને તમારી વિનંતિને માન આપીને ઠેઠ મારવાડથી અશક્ત શરીર હોવા છતાં લાંબા વિહાર કરીને પણ નૂતન દાદાવાડીની પ્રતિષ્ઠા માટેજ આવ્યો છું. હવે તમે પ્રતિષ્ઠાની તૈયારી કરો. આચાર્યશ્રીએ સંમતિ આપી.

ભુજના શ્રી સંઘે ચાતુર્માસ દરમ્યાન પ્રતિષ્ઠાની બધી તૈયારી કરી લીધી.

# ચમત્કારિક સ્વપ્ન

૨૦

એમતો ભુજની દાદાવાડી શહેરથી બહુ દૂર જંગલમાં હોવાથી શહેરના નજીકમાં કયાંય યોગ્ય ભૂમિમાં નવીન દાદાવાડી બનાવવાની ભાવના ભુજના શ્રી ખરતર ગચ્છસંઘની લગભગ ત્રીશ વરસથીય પહેલાંની હતી, પણ તેમાં પ્રથમ તો તે સમયે ભુજ-જૈનસંઘના આગેવાન મુખ્ય કાર્યકર્તા શા. હેમચંદભાઈ સાકરચંદ કે જેઓ સંખવાલેચા ગોત્રીય હોઇ ખરતર ગચ્છના આગેવાન શ્રાવક હતા, તેમને મન એ વાત રૂચતી નહોતી, કારણ કે એક તો નજીકમાં નૂતન દાદાવાડી થતાં પ્રાચીન દાદાવાડીમાં લોકોને અવરજવર ઘટી જશે. એથી આજે સેંકડો વર્ષોથી સ્થાપિત જૂના સ્થાનને મહિમા તૂટી જશે તે ઠીક નહી, બીજુ આ સેંકડો વર્ષોના સ્થાપિત ચરણ -પાદુકાઓને ઉત્થાપન કરવાનું પણ જોખમ કોણ ખેડે? એથી સંઘ એ માટે ચિંતિત હતો પણ સંવત્ ૧૯૯૦ પછી ઘણા વિચારોની ગડમથલ થતાં અંતે હેમચંદભાઈના ગળે એ વાત ઉતરી અને આખો સંઘ એ બાબતમાં એકમત થયો કે જૂની દાદાવાડીની ચરણ-પાદુકાઓ લાવીને નૂતન દાદાવાડીમાં

અપૂર્વ હતી કે જૈન-જૈનેતર જોવા માટે ઉમટી આવ્યા હતા અને શહેરની બજારો-શેરીઓ હજારો સ્ત્રી-પુરૂષોથી ભરાઈ ગઈ હતી. ભગવાનની મૂર્તિઓના અને ગુરૂદેવની મૂર્તિ તથા ચરણપાદુકાના અઢાર અભિષેકો વિધિવિધાનપૂર્વક ઉલ્લાસથી કરવામાં આવ્યા. આ રીતે ખૂબ ધામધૂમપૂર્વક સં. ૨૦૦૯ના મહા સુદિ ૧૧ના મંગળ દિવસે શુભ ગ્રહોથી જોવાતા સ્થિર લગ્નની અંદર આચાર્ય શ્રી જિનરત્નસૂરિજી મહારાજના વરદ હસ્તે યુગપ્રધાન દાદાસાહેબ શ્રી જિનદત્તસૂરિજી મહારાજની ભવ્ય મૂર્તિ તથા મણીધારી દાદાસાહેબ શ્રી જિનચંદ્રસૂરિજી તથા દાદાસાહેબ શ્રી જિનકુશળસૂરિજી મહારાજની ચરણ-પાદુકાઓને વિધિપૂર્વક ગુરૂમંદિરમાં સ્થાપિત કરવામાં આવી. ×

બપોરના અષ્ટોત્તરી શાંતિસ્નાત્ર ભણાવીને સાંજના ગ્રહાદિકની વિસર્જન વિધિ કરી. આ પ્રતિષ્ઠા-ઉત્સવ ભવ્ય રીતે ઉજવાયો. અઠ્ઠાઇ-મહોત્સવમાં પૂજા-પ્રભાવના-ભાવનામાં હજારો ભાઈ-બહેનો લાભ લેવા આવતા. આસપાસના ગામના ભાઈ-બહેનો પણ મોટી સંખ્યામાં દર્શનાર્થે આવ્યા હતા. આ પ્રતિષ્ઠા-મહોત્સવ આચાર્યશ્રીના પુણ્યપ્રભાવે પરમોત્કૃષ્ટ ઉલ્લાસ-પૂર્વક થયો અને તેમાં કોઈને પણ કલ્પના ન આવે તેવી રૂપીઆ સીતેર હજારની ઉપજ થઇ. આ ગુરૂમંદિરની પ્રતિષ્ઠામાં શંખવાલેચા ગોત્રના ઉત્તમ શ્રાવક શાહ માણેકલાલ હેમચંદ તથા શાહ મોતીલાલ ગોપાળજી મુખ્ય કાર્યવાહકો હતા. એમણે ભારે પરિશ્રમ વેઠીને આ ઉત્સવ કાર્યને સંપૂર્ણ સફળ

× આ પ્રતિ૦ મહો૦ નું સવિસ્તર વર્ણન જુદા પરિશિષ્ટ તરીકે મૂક્યું છે. તે જોવા વાંચકોને ભલામણ છે.

બનાવ્યો. સંઘમાં આનંદ આનંદ છવાઇ ગયો. ભુજના આબાલ-વૃદ્ધમાં ધર્મપ્રભાવનાની લહેર લહેરાણી. ગુરૂદેવના નામનો જયજયકાર થઇ રહ્યો.

પરમપૂજ્ય દાદાગુરૂદેવનો આ અનન્ય મહત્ત્વપૂર્ણ પ્રતિષ્ઠા મહોત્સવ સમાપ્ત થયા પછી આચાર્યદેવ તેમ પૂજ્ય ઉપાધ્યાયજી મહારાજ પોતાના સાધુ-સમુદાય સહિત વિહાર કરીને માંડવી પધાર્યા અને ત્યાં ચોમાસું રહ્યા. તે દરમ્યાન ભુજમાં એક ચમત્કારિક ઘટના એવી બની કે-એક દિવસ સાંજે લગભગ પાંચેક વાગ્યાના સુમારે ૧૫ થી ૨૦ વરસ લગભગની ઉંમરના કેટલાક જુવાનીયાઓ ફરવા નીકળ્યા. તે ફરતા ફરતા જૂની દાદાવાડીમાં જઇને દાદાદેરીની પૂંઠમાં આવેલ કુવાના ઓટલા ઉપર બેસીને જંગલની શીતળ હવાનો અનુભવ કરવા સાથે મનમાની ગપ્પાઓની મોજ ઉડાવતા હતા, એટલામાં ખાસ દાદાદેરીની પૂંઠની ભીત સાથે સંલગ્ન માણસનો હાથ જેવો હાથ જોવાયો. તેની હથેળીમાં લખેલ અક્ષરો તે યુવાનોએ વાંચ્યા કે-'તમો અહિં આવ્યા તો ભલે, કાંઇ ભયનું કારણ નથી, પણ હવેથી અહિં આવવાની કાંઇ આવશ્યકતા નથી' એથી આગળ પણ કાંઇક લખેલ હતું ખરૂં, પરંતુ તે યુવાન ભાઇઓ ભયભીત થઇ જવાથી ચાલી નીકળ્યા. આ વાત તે વખતના વર્ત્તમાન પત્રોમાં છપાઇ ગઇ હતી. એથી એ નૂતન દાદાવાડીનો મહિમા ખૂબ વધ્યો. તે એટલા સુધી કે સ્થાનક-વાસીઓ જે દેરાસરના કટ્ટર વિરોધીયો હતા તે પણ ગુરૂદેવના દર્શને આવવા લાગ્યા.






પ્રતિષ્ઠા થયા પછી પૂજ્ય ચરિત્રનાયક પૂજ્ય ઉપાધ્યાયજી
આદિ સાધુ-સમુદાય સાથે ભુજની દાદાવાડીમાં.



ભુજની દાદાવાડીના ખાતમુહૂર્તથી લગાવીને આજ દિવસ સુધી ખરી ખંતથી દેખરેખ રાખનાર તેમ સંઘના દરેક કામમા આગળ પડતો ભાગ લેનાર શેઠ માણેકચંદ હેમચંદને ભુજ જૈન સંઘના અગ્રગણ્ય શેઠ સિંઘજીભાઇ વિક્રમશી તથા મોતીલાલભાઇ ગોપાળજી માનપત્ર સમર્પણ કરી રહ્યા છે.



પ્રતિષ્ઠા સમયે શેઠ હેમચંદભાઇ સંઘવી આદિ શ્રી જૈન સંઘ.

## છેલ્લો મહોત્સવ

૨૨

આચાર્યશ્રીએ ભુજથી વિહાર કર્યો. ગુરૂદેવને વિદાય આપવા આખોએ સંઘ ઉમટી આવ્યો. ગુરૂદેવે પ્રતિષ્ઠા કાર્ય કરાવી જૈન ધર્મની જે પ્રભાવના ભુજમાં કરી હતી તે સૌના હૃદયમાં તાજી હતી. ગુરૂદેવ થોડો સમય સ્થિરતા કરે તો વળી કોઈ ભાગ્યશાળી ધર્મઉદ્યોતના કામ કરે તેમ પણ ઘણાની ઈચ્છા હતી પણ ગુરૂદેવને માંડવીના સંઘનો અત્યંત આગ્રહ હોવાથી ગુરૂદેવે માંડવી તરફ વિહાર કર્યો. સંઘના આબાલ-વૃદ્ધની આંખો ભીની થઇ ગઇ. ગુરૂદેવે મંગલિક સંભળાવ્યું. ભુજમાં દાદાવાડી કરી જે ધર્મપ્રભાવના કરી છે તેને જ્વલંત રાખવા દેશના આપી. બધાના હૃદય ગમગીન બની ગયાં.

આચાર્યશ્રીએ માંડવી તરફ વિહાર કર્યો. અને તુંબડી, રામાણીયા, મોટી-ખાખર આદિ ગામોમાં વિચરતાં અનુક્રમે માંડવી પધાર્યા. માંડવીનાં શ્રી સંઘે ગુરૂદેવનું સુંદર સ્વાગત કર્યું. સંઘના આગ્રહને માન આપી સં. ૨૦૧૦નું ચાતુર્માસ આચાર્યશ્રીએ લાભાલાભની દ્રષ્ટિએ માંડવીમાં કર્યું. આચા-

યશ્રીના બિરાજવાથી ચાતુર્માસમાં ધર્મકાર્યો સારાં થયાં. પૂજા-પ્રભાવના-તપશ્ચર્યા-સાધર્મી-વાત્સલ્ય આદિ બહુ આનંદ પૂર્વક થયાં.

ચાતુર્માસ બાદ માગશર (શુ. કાર્તક) વદ બીજના દિવસે શુભ મુહૂર્તમાં શ્રી ધર્મનાથજીના દહેરાસરમાં વિધિ-પૂર્વક ધ્વજા દંડ ચડાવવામાં આવ્યો. આ નિમિત્તે શ્રી સંઘે અઠ્ઠાઇ-મહોત્સવ કર્યો. આ મહોત્સવમાં સંઘના આગેવાન અત્યુત્તમ ભાવનાવાળા પટેલ શા વિક્રમસીભાઇ રાઘવજીભાઈ તથા શા મોહનલાલ પોપટલાલ છાજેડ તેમજ શા હિમ્મત-લાલ શિવરાજ જિંદાણી આદિ ઉત્સાહી કાર્યવાહકોએ પૂજા-પ્રભાવના રથયાત્રા તથા સાધર્મી-વાત્સલ્યમાં ખૂબ ભાવપૂર્વક ધર્મપ્રેમ દર્શાવ્યો. આચાર્યશ્રીના પુણ્ય પ્રભાવે બધાં કાર્યો શાંતિપૂર્વક થયાં. સંઘમાં આનંદ આનંદ થઈ રહ્યો.

માંડવીથી વિહાર કરી આચાર્યશ્રી શિષ્ય પરિવાર સહિત ગ્રામાનુગ્રામ વિચરતા વિચરતા મોટા આસંબીયા પધાર્યા. અહીં આચાર્યશ્રીનું ભાવભર્યું સ્વાગત કરવામાં આવ્યું.

'ગુરૂદેવ! આપ અમારા પુણ્યોદયે અત્રે પધાર્યા છો. અમારા સંઘના ધન્યભાગ્ય કે આપશ્રીના અમને દર્શન થયાં. આપના વ્યાખ્યાનોનો લાભ લેવા અમે ઉત્સુક હતા. વળી અમારા દહેરાસરને સો વર્ષ પૂરાં થતાં હોવાથી અમારી ભાવના આપશ્રીની નિશ્રામાં દહેરાસરજીનો શતાબ્દિ-મહોત્સવ ઉજવવાની થઇ છે. કૃપા કરી આપ સ્થિરતા કરો અને ઉત્સવને શોભાવો' મોટા આસંબીયાના સંઘે વિનંતિ કરી.





ધ્વજાદંડ ચઢાવ્યા પહેલા મંદિરના શિખર પર દંડને પકડી ઉભેલા
સંઘના મુખ્ય કાર્યકર્તા શા. મોહનલાલ પોપટલાલ



ધ્વજાદંડ ચડાવતાં એરોપ્લેનથી થતી પુષ્પવૃષ્ટિનું દૃશ્ય.



નવો ધ્વજાદંડ ચઢાવ્યા પહેલા જુના ધ્વજાદંડનું દૃશ્ય.

'ભાગ્યશાળીઓ ! તમારી ભાવના ઘણી સારી છે. પણ ભુજમાં જે દાદાવાડીની પ્રતિષ્ઠા હમણાં થઇ છે ત્યાંનાં ભાઇઓની ભાવના વિશેષ થઇ છે. એટલે કે પુણ્યશાળી સંઘવી હેમચંદભાઈ હીરાચંદની ભાવના તે દાદાવાડીમાં એક જિનાલય બંધાવવાની છે. એથી તેના ખાતમુહૂર્ત પર ત્યાં આવવા માટે ત્યાંના ભાઇઓની આગ્રહભરી વિનંતિ છે, માટે તે તરફ જવા વિચાર છે. પણ દેરાસરજીનો શતાબ્દિ-મહોત્સવ પૂરો કરીને પછી તે તરફ વિહાર કરીશું.' ગુરૂ મહારાજે સંમત્તિ આપી.

ગુરૂમહારાજની સંમત્તિથી સંઘમાં આનંદ ફેલાયો. શતાબ્દિ-મહોત્સવની તૈયારી થવા લાગી. સંઘે ભાવ અને ઉલ્લાસપૂર્વક શતાબ્દિ-મહોત્સવ નિમિત્તે અઠ્ઠાઇ-મહોત્સવ શરૂ કર્યો. પૂજા-પ્રભાવના-ભાવનાઓ તથા રથયાત્રા તથા સાધર્મીવાત્સલ્યો આનંદપૂર્વક થયાં. ગુરૂમહારાજે શતાબ્દિ-મહોત્સવ નિમિત્તે મંડપમાં વ્યાખ્યાન આપ્યું. આ વ્યાખ્યાનમાં જૈન-જૈનેતર ભાઇઓએ આનંદપૂર્વક ભાગ લીધો. ગુરૂમહારાજે દેશના આપતાં સુંદર ધર્મોપદેશ આપ્યો. જૈનધર્મની વિશિષ્ટતા, અહિંસાનો મહામૂલો સંદેશ, જૈન તત્વજ્ઞાનની જગતના ધર્મો સાથે તુલના તથા જૈન પ્રતિમા અને જૈન મંદિરની સર્વોપરિતા દર્શાવી જગતમાં શાંતિ અને કલ્યાણકારી કાર્યો કરવા માટે જૈન ધર્મે બતાવેલ સ્યાદ્વાદનો સિદ્ધાંત તથા મનુષ્ય-જન્મની સાર્થકતા ધર્મને જીવનમાં ઉતારવામાં તથા પ્રાણીમાત્રનું કલ્યાણ કરવામાં છે. આત્માની ઉચ્ચદશા પ્રાપ્ત કરવા તથા આત્મશાંતિ મેળવવા સંયમ માર્ગ એ જ એક ઉત્તમ માર્ગ છે આદિ મધુર સુધાભર્યા વચનોથી શતાબ્દિ-મહોત્સવની

સભાના સેંકડો ભાઇ–બહેનો પ્લાવિત થયા. શતાબ્દિમહોત્સવ ખૂબ આનંદપૂર્વક ઉજવાઇ ગયો. ગુરૂદેવના પુણ્યપ્રતાપે મોટા આસંબીયામાં જૈન ધર્મ અને જૈન શાસનનો જય જયકાર થઇ રહ્યો.

'મત્થએણ વંદામિ !' ભુજના આગેવાનોએ વંદણા કરી.

'ધર્મલાભ !' ગુરૂદેવે ધર્મલાભ આપ્યા.

'કૃપાસિંધુ ! આપના જવા પછી દાદાવાડીમાં તો આનંદ-મંગળ વર્તાઇ ગયો છે. હંમેશાં પૂજા–આંગી થાય છે–ગામના ઘણા સ્ત્રી–પુરૂષો તો હંમેશાં દર્શનાર્થે જાય છે. દિવસે દિવસે દાદાવાડીની પ્રભાવના વધતી જાય છે.' આગેવાનોએ દાદા-વાડીની વધતી જતી પ્રભાવના વિષે વાત કરી.

'ભાગ્યશાળીઓ ! તમે બધા ધર્મપ્રેમી છો. ઉલ્લાસપૂર્વક પ્રતિષ્ઠા થઈ છે. વળી કોઈ એવા મંગળ ચોઘડીએ પ્રતિષ્ઠા થઇ છે કે તે જગ્યા હજી પણ ધર્મપ્રભાવનાનું ધામ બની રહેશે. વળી આપણા પુણ્યપ્રભાવી દાદા ગુરૂદેવ પણ કેવા ચમત્કારી છે!' ગુરૂદેવે પોતાની દૃષ્ટિ રજુ કરી.

'ગુરૂદેવ ! મારી ભાવના ઘણા સમયથી મંદિર માટે હતી. પણ તે માટે જગ્યાની મુશ્કેલી હતી. હવે દાદાવાડી વિશાળ છે. તેમાં એક મનોહર મંદિર કરવાની મારી ભાવના થાય છે. જે મેં દાદાસાહેબની પ્રતિષ્ઠા સમયે સંઘ સમક્ષ વ્યક્ત કરી હતી. આપશ્રીએ અમારા શ્રી સંઘમાં જે ધર્મપ્રભાવના કરી છે તે અમારા સૌના હૃદયમાં ગુંજી રહેલ છે. આપશ્રી

કૃપા દૃષ્ટિ કરી ફરી ભુજ પધારો. મારી ભાવના પૂરી કરો.' હીરાચંદભાઈ સંઘવીના સુપુત્ર શ્રી હેમચંદભાઇએ વિનતિ કરી.

'ભાગ્યવાન! તમે તો ધર્મનિષ્ઠ પિતાના ધર્મપ્રેમી સુપુત્ર છો. ભાગ્યશાળી છો. તમારી ભાવના જાણી આનંદ થયો. દાદાવાડીમાં મંદિર થશે તો દાદાવાડીની રૌનક ઔર વધી જશે. ભુજના શ્રી સંઘના બાળકોમાં ધર્મનો દીપ જળહળતો રહેશે.' સૂરિજીએ આશીર્વાદ આપ્યા.

સૂરિજીની સંમતી મળવાથી સંઘના ભાઇઓને અત્યંત આનંદ થયો. આચાર્યશ્રીએ મોટા આસંબીયાથી વિહાર કર્યો. અનુક્રમે ભુજ પધાર્યા. ભુજનું સ્વાગત અપૂર્વ હતું. સંઘના આબાલવૃદ્ધના હર્ષનો પાર નહોતો. આખુંગામ સ્વાગત માટે ઉમટી આવ્યું હતું. દાદાવાડીના દર્શન કરી ગુરૂદેવ ઉપાશ્રયે પધાર્યા. મંગલિક સંભળાવ્યું, સંઘમાં આનંદ આનંદ થઈ રહ્યો.

આચાર્યશ્રીના આગમન પછી ધર્મનિષ્ઠ શ્રેષ્ઠીવર્ય શ્રી હીરાચંદભાઇ સંઘવીના ધર્મપ્રેમી સુપુત્ર શ્રી હેમચંદભાઇએ ભુજની નવીન દાદાવાડીમાં જીનાલય માટે ખાતમુહૂર્ત કરવા તૈયારી કરી. સંવત ૨૦૧૧ ના વૈશાખ સુદ ૧૨ના દિવસે આપણા ચરિત્ર નાયક સૂરિજી મહારાજની અધ્યક્ષતામાં નવીન જિનાલયનું ખાતમુહૂર્ત કર્યું અને જેઠ વદ ૭ (ગુજરાતી વૈશાખ વદી ૭ ના) દિવસે એ નૂતન જિનાલયની શિલારોપણ વિધિ કરવામાં આવી.

આ બન્ને ક્રિયાઓ સુરતવાળા શેઠશ્રી બાલુભાઈ ઉત્તમચંદે આનંદપૂર્વક કરાવી. આ ઉત્સવ નિમિત્તે શેઠશ્રી હેમચંદભાઇએ

અઠ્ઠાઇ મહોત્સવ પૂજા પ્રભાવના રથયાત્રા વગેરે ખૂબ ખુબ ભાવપૂર્વક કર્યાં. શિલારોપણના દિવસે શહેરના તથા બહારથી આવેલ તમામ બહેન ભાઇઓને માટે સાધર્મી વાત્સલ્ય કર્યું શ્રી હેમચંદભાઇની ભાવના સફળ થઇ. તે પોતાને કૃતકૃત્ય માનવા લાગ્યા. ગુરૂદેવના મંગળ આશીર્વાદ મળ્યા. સંઘમાં જય જયકાર થઇ રહ્યો.

આ ઉત્સવ પછી આચાર્યશ્રીએ ભુજથી વિહાર કર્યો. ગ્રામાનુગ્રામ વિહાર કરતા આચાર્યશ્રી અંજાર પધાર્યા. સંવત ૨૦૧૧ નું ચાતુર્માસ આચાર્યશ્રીએ શ્રી સંઘના આગ્રહથી અંજારમાં કર્યું.

આ ચાતુર્માસમાં આચાર્યશ્રીના પુણ્ય પ્રભાવથી અંજારના સંઘમાં પૂજા-પ્રભાવના તપશ્ચર્યા-સાધર્મીવાત્સલ્ય બહુ આનંદપૂર્વક થયાં. અંજારના શ્રી સંઘમાં ધર્મ પ્રભાવના સારી થઇ પણ આ મહોત્સવ ગુરૂદેવને માટે છેલ્લો બની ગયો.



## આખરી સંદેશ

૨૩

ચાતુર્માસ પછી આચાર્યશ્રીએ સંઘસહિત શ્રી ભદ્રેશ્વર તીર્થની ભાવપૂર્વક યાત્રા કરી. ભદ્રેશ્વરથી વિહાર કરી ગ્રામાનુગ્રામ વિચરતા તથા ધર્મોપદેશ આપતા આપતા મુનિ સમુદાયથી શોભતા સુખપૂર્વક માંડવી પધાર્યા. માંડવીના શ્રી સંઘે આચાર્યશ્રીનું ભાવભર્યું સ્વાગત કર્યું.

ઉપાશ્રયમાં પધારી માંગલિક સંભળાવ્યું તથા ઉપસ્થિત સંઘ સમુદાયને એક સંદેશ આપ્યો.

'મહાનુભાવો! તમારા કચ્છના મુખ્ય ચાર શહેરોમાં ભુજ અને અંજારમાં તો પૂજ્ય ગુરૂદેવ શ્રી દાદાસાહેબની મૂર્તિઓ સ્થાપિત થઇ ચૂકી છે. મુંદ્રા એ નાનું શહેર હોવા છતાં તેમાંએ મૂર્તિ સ્થાપનાનો નિર્ણય થયો છે. સમય આવ્યે મુંદ્રામાં મૂર્તિની સ્થાપના થશે. હવે તો એક માંડવી શહેર બાકી રહ્યું. જૂના સમયથી ગુરૂદેવના ચરણો દાદાવાડીમાં સ્થાપિત છે તે માટે સમસ્ત શ્રી સંઘની ખુબ શ્રદ્ધા ભક્તિ છે. આબાલવૃદ્ધ ખૂબ ભક્તિભાવપૂર્વક તે ચરણોના દર્શન-

પૂજન કરે છે. પણ મારા હૃદયમાં નવીન ભાવના પ્રગટી છે. અને તે હું શ્રી સંઘ સમક્ષ રજુ કરૂં છું. જેમ બને તેમ યોજના વિચારીને અહીંની વિશાળ અને રમણીય દાદાવાડીમાં મહાપ્રભાવશાળી જંગમયુગ પ્રધાન દાદા ગુરૂદેવ શ્રી જિનદત્ત-સૂરિજી મહારાજની એક ભવ્ય-પ્રતિમા સ્થાપિત થાય તો ઘણા ભાવુકોને ગુરૂદેવની વિશેષ ભક્તિનો લાભ મળે.'

સૂરિવરના આ પ્રાસંગિક અને આત્મ હિતકર કલ્યાણકારી ઉપદેશની માંડવીના શ્રી સંઘ ઉપર એવી જાદુઇ અસર થઇ કે સમગ્ર માંડવી સંઘના અગ્રગણ્ય અને કાર્ય કુશળ, પરોપકાર પરાયણ પટેલ શાહ વિક્રમસીભાઇ રાઘવજીએ સભામાં ઉભા થઇને પોતાની ભાવના વ્યક્ત કરી.

'દયાસિંધુ ! આપશ્રી જેવા પુણ્યરાશિ આચાર્યદેવ અમારે આંગણે પધાર્યા છો અને શ્રી સંઘના કલ્યાણ માટે ઉપદેશામૃતનું સિંચન કરાવી રહ્યા છો તો મને ખાત્રી છે કે અમારો માંડ-વીનો શ્રી સંઘ આ પવિત્ર કાર્ય કરવા જરૂરા જરૂર ભાગ્યશાળી થશે.' શ્રી વીક્રમસીભાઈની આ વાતને ઉપસ્થિત સમસ્ત સંઘે જયજયકારના હર્ષનાદ સાથે વધાવી લીધી. સૂરિવરે માંગલિક સંભળાવ્યું. બધા લોકો પ્રભાવના લઇને ગુરૂદેવની વાણીને હૃદયમાં ધારણ કરતા પોતપોતાના સ્થાને ગયા.

આ વખતે સૂરિજી મહારાજ માંડવીમાં પોતાની બીજી આંખનો મોતીઓ ઉતરાવવા આવ્યા હતા. ડૉકટરને બતાવતાં મોતીઓ તો પાકી ગયો હતો પણ વિહારના પરિશ્રમને અંગે આંખ વધારે લાલ થઈ ગઇ હોવાથી થોડો સમય દવા અંજ-



ભુજની દાદાવાડીમાં સંઘવી હેમચંદભાઈએ બંધાવેલ
નૂતન જિનાલય

વવા સૂચના કરી. સૂરિજી શાંતચિત્તે દવાનો ઉપયોગ કરતા હતા અને ધર્મોપદેશ આપતા હતા.

આજસુધી તો આચાર્યશ્રીની તબીયત સારી હતી. કચ્છના વિહારો ગુરૂદેવે સુખરૂપ કર્યા હતા. છેલ્લા બે મહોત્સવો પણ ગુરૂ મહારાજે સુંદર રીતે ઉજવ્યા. ગુરૂ મહારાજ જગ્યાએ જગ્યાએ ધર્મપ્રભાવના કરતા હતા. તેઓશ્રીનો અંતિમ ઉપદેશ પણ સફળ થયો હતો અને માંડવીના શ્રી સંઘે આનંદપૂર્વક ગુરૂદેવની ભાવના ઝીલી લીધી. સંઘમાં આનંદ આનંદ ફેલાઈ રહ્યો.



## પુણ્યાત્માનો સ્વર્ગવાસ

૨૪

સં. ૨૦૧૧ ના મહા વદી ૮ (ગુજ. પોષ વદી ૮) ના રોજ સુરિજી મહારાજને અર્ધાંગની વ્યાધિ થઈ આવી. ગુરૂદેવ માંડવી પધાર્યા ત્યારે તો તબીયત ઘણી સારી હતી. કોઇને કલ્પના નહોતી કે ગુરૂદેવને આવો કોઇ વ્યાધિ થશે પણ ભાવિભાવ હશે કે ગુરૂદેવ એકાએક રોગથી ગ્રસ્ત થઇ ગયા. આગેવાનો, ભક્તો અને સંઘે ગુરૂદેવની વૈયાવચ્ચ-ભક્તિ ઔષધોપચાર, સેવા સુશ્રુષા ખૂબખૂબ ભાવપૂર્વક કરી. જુદા જુદા નિષ્ણાત વૈદ્યોની સલાહ લેવામાં આવી. પણ લેશ માત્ર ફાયદો થતો જણાયો નહિ. ભક્તજનો ઉદાસ થઇ ગયા. ગુરૂદેવને સુખશાતા રહે તે માટે ખૂબ સેવા-સુશ્રૂષા કરવામાં આવી. આખો દિવસ ઉપાશ્રય સેવાભાવી ભાઈઓથી ઉભરાઇ રહેતો. રાત-દિવસ ગુરૂદેવની શાતા માટે ભરચક પ્રયત્ન કરવામાં આવતા હતા પણ બધા પ્રયત્નો નિષ્ફળ જણાયા.

આચાર્યશ્રી પણ મહાન જ્ઞાની, તપસ્વી તથા અનુભવી હતા. સ્વાનુભવ જ્ઞાનથી પોતાનું આયુષ્ય આવી રહ્યું જાણીને સૂરિજી મહારાજે બધા ઉપચારોને બંધ કરાવી શ્રી નમસ્કાર મહામંત્રનો જાપ કરવા લાગ્યા, તેમાં એવા લીન બની ગયા

કે તેઓ સમાધિમાં બેઠા હોય તેમ લાગવા માંડયું. થોડા સમયે ગુરૂદેવે જાપને ચાલુ રાખતાં છતાં, અનિત્યાદિ બાર તથા સાધુની શ્રુતાદિ પાંચ ભાવનાઓને વારંવાર ભાવતા છતાં, તમામ જીવોને ખમાવતા છતાં, પોતાના પાપોની આત્મ-સાક્ષીએ નિંદા કરતા છતા, પુણ્ય કાર્યોનું અનુમોદન કરતા છતાં, ચાર શરણાઓને મનમાં વારંવાર ધ્યાતા છતા વિભાવ દશાથી પરાંઙમુખ થવા સાથે સ્વભાવ દશામાં મગ્ન થયા છતાં અંતે મહા સુદ:૧ ના દિવસે આપણા ચરિત્રનાયક સૂરિપુંગવ ઉત્તમ સમાધિપૂર્વક સ્વર્ગે સીધાવ્યા.

આચાર્યપ્રવર પુણ્યરાશિ પુણ્યપ્રભાવી તપસ્વી ગુરૂદેવના સ્વર્ગવાસના સમાચારથી માંડવીના સમગ્ર સંઘમાં હાહાકાર મચી રહ્યો. માંડવીના જૈનજૈનેતર ભાઈ-બહેનોના ટોળેટોળાં આચાર્યશ્રીના દર્શન માટે ઉમટી આવ્યા. ગુરૂદેવના મહાન ઉપકારો, તેમના પ્રાણપ્રેરક પ્રવચનો, તેમની તપશ્ચર્યા, તેમના અનેક સદ્‌ગુણો, તેમના ધર્મપ્રભાવનાના કાર્યો આદિ યાદ કરતાં કરતાં સેંકડો સ્ત્રી-પુરૂષોની આંખડીઓ અશ્રુભીની થઈ ગઈ, આખું માંડવી શહેર શોક સાગરમાં ડૂબી ગયું. શહેરમાં ગુરૂદેવના સ્વર્ગવાસથી ભારે ઉદાસીનતા છવાઈ ગઈ. આસ-પાસના ગામોમાં સમાચાર જવાથી ગુરૂદેવના અંતિમ દર્શન માટે ઘણા ભક્તો આવી પહોંચ્યા. શ્રી સંઘે ન્હાના દહેરાસરના આકારની ચાર દરવાજા અને શિખરથી મનોહર શોભતી જરીયાનની ગુરૂ શિબિકા-પાલખી તૈયાર કરી. શિષ્યોએ મહા પારિઠાવણીયાનો કાઉસગ્ગ કરીને ઘણા લાંબા કાળના પરિચિત તપસ્વી પરમ ઉપકારી ગુરૂદેવના શબને વોસરાવ્યું. શ્રાવકો એ

ગુરૂદેવના દેહને સ્નાન કરાવી ચંદનાદિનું વિલેપન કરીને વસ્ત્રાદિ પહેરાવી પાલખીમાં સ્થાપન કર્યો.

સ્મશાન યાત્રા ભવ્યરીતે નીકળી. માંડવીના ખાસખાસ લત્તાઓમાં થઇને સ્મશાન યાત્રા જતી હતી. લોકો ટોળેટોળાંમાં ગુરૂદેવના અંતિમ દર્શન માટે બજારો અને ગલીઓમાં ઉભા હતા. પાલખીને ફુલ અને ગુલાબથી વધાવતા હતા. રસ્તામાં દ્રવ્યાદિ ઉછાળતા ઉછાળતા સ્મશાન ભૂમિમાં પહોંચ્યા. ચંદનાદિ ઉત્તમ કાષ્ઠોની ચિતા રચવામાં આવી. ગુરૂદેવના તેજસ્વી દેહને ચિતાપર પધરાવ્યો પાંચસોની બોલી બોલીને શ્રીમાન્ પટવા કરશનજીભાઈ મૂળચંદના સુપુત્ર શા. જયંતિલાલભાઇ એ પહેલવહેલાં અગ્નિ મૂકયો અને તે પછી ઘૃતાદિ ઉત્તમ પદાર્થોનું સિંચન કરીને અગ્નિસંસ્કાર કરવામાં આવ્યો. ભક્તજનો ગુરૂદેવના અંતિમ દર્શન માટે ચિતા પાસે દોડી આવ્યા. આંખોમાંથી અશ્રુબિન્દુઓ સરી પડ્યાં. મહાન ઉપકારી ગુરૂદેવનો દેહ હતો ન હતો થઈ ગયો.

ગુરૂદેવના સ્મરણાર્થે માંડવીના શ્રી સંઘે બહુ પ્રેમપૂર્વક ઉલ્લાસથી શ્રી ધર્મનાથ સ્વામીના દહેરાસરે અઠ્ઠાઇ–મહોત્સવ આરંભ્યો. આ પ્રસંગે દહેરાસર પાસે સુંદર મંડપ રચવામાં આવ્યો. શ્રી સિદ્ધાચળજી તથા શ્રી ગિરનારજીની રચના કરવામાં આવી. અખંડ દીપક સહિત કુંભસ્થાપના કરવામાં આવી. હમેશાં વિધવિધ પૂજાઓ ભણાવવામાં આવી. પ્રભાવનાઓ થતી. રાત્રે ભાવનાઓમાં મનોહર સ્તવનોની ધૂન મચી રહેતી. માંડવીના આબાલવૃદ્ધ દર્શને આવતા હતા. આઠે દિવસ અઠ્ઠાઇ–

મહોત્સવ ખૂબ ધૂમધામથી થયો. રથયાત્રાનો વરઘોડો ઠાઠમાઠથી નીકળ્યો. છેલ્લે દિવસે જૈનસમાજનું સ્વામીવાત્સલ્ય થયું.

ગુરૂદેવના અગ્નિસંસ્કારના સમયે તે સ્થળે જ સમસ્ત સંઘે એવો નિર્ણય કર્યો કે આચાર્યશ્રીના અંતિમ ઉપદેશનું યથાવત્ પાલન શ્રી સંઘે અવશ્ય કરવું જોઇએ. એટલા માટે દાદાવાડીમાં મૂળ દાદાની દેરીની એક તરફ આરસની છત્રી તૈયાર કરાવીને જંગમ યુગ પ્રધાન દાદાગુરૂદેવ શ્રી જિનદત્તસૂરિજી મહારાજની મૂર્તિ પધરાવવી અને તેની આગળ એના ઉપદેશક સ્વર્ગવાસી ગુરૂવર્યના સ્મારક તરીકે સદા યાદગાર રહેવા નિમિત્તે સ્વર્ગીય આચાર્ય શ્રી જિનરત્નસૂરિજી મહારાજની ચરણપાદુકા પધરાવવી. આ નિર્ણય પ્રમાણે આજે માંડવીના સંઘે દાદાદેરીના જીર્ણોદ્ધારનું કાર્ય શરૂ કરી દીધું છે. જે થોડા સમયમાં તૈયાર થઇ જશે. ઉપરાંત એકને બદલે બે છત્રીઓ બનાવરાવીને તેમાં બન્ને દાદાગુરૂદેવો શ્રી જિનદત્તસૂરિજી અને શ્રી જિનકુશળસૂરિજીની મૂર્તિઓ પધરાવવાનું નક્કી કર્યું છે. તદુપરાંત સ્વ. આચાર્યશ્રી જિનરત્નસૂરીશ્વરજીની મૂર્તિ પણ તૈયાર કરાવી છે. જે માંડવી શહેરમાં આવેલ ખરતરગચ્છની નિશ્રાવાળા શ્રી ધર્મનાથ પ્રભુના દહેરાસરની જોડેના ઉપાશ્રયમાં આરસની એક છત્રી બનાવરાવીને પધરાવવાનું નક્કી કર્યું છે.

આપણા ચરિત્રનાયક આચાર્ય પ્રવર શ્રી જીનરત્નસૂરીશ્વરજી મહારાજ કચ્છના તેજસ્વી રત્ન હતા અને પોતાની જન્મભૂમિ કચ્છમાં જ આવીને સ્વર્ગવાસ પામ્યા. આચાર્યશ્રીએ હજારો માઇલોનો હિંદના મોટાભાગનો વિહાર કરી, ગામે

ગામ ધર્મપ્રભાવના કરી, પ્રતિષ્ઠા-મહોત્સવોના મંગળકારી કાર્યો કરી, પુણ્યપ્રભાવી દાદાગુરૂઓની જગ્યાએ જગ્યાએ મૂર્તિઓ અને ચરણપાદુકાઓની પ્રતિષ્ઠા કરી, અઠ્ઠાઇ-મહોત્સવો, ઉપધાન તપ મહોત્સવો, ઉદ્યાપનો તથા જગ્યાએ જગ્યાએ જૈનશાસનનો ઉદ્યોત કરનારા પ્રાણપ્રેરક પ્રવચનો આપી જૈન ધર્મનો જયજયકાર કર્યો છે. તેઓશ્રી જે મહાન સુપ્રસિદ્ધ પરંપરાના બડભાગી વારસ છે તે આ પ્રમાણે છે.

શાસનનાયક ચરમ તીર્થંકર જગતવત્સલ અહિંસા મૂર્તિ ભગવાન મહાવીરસ્વામીની પરંપરાગત શ્રી પૂજ્ય આચાર્ય શ્રી જિન મહેન્દ્રસૂરીજી મહાન પ્રભાવશાળી થઇ ગયા. તેમના હાથે યતિપણાની દીક્ષા લેનાર શ્રી મોહનલાલજી મહારાજ થયા. જેણે યતિપણાનો ત્યાગ કરવા સાથે ક્રિયોદ્ધાર કરી સાધુ-ધર્મનો સ્વીકાર કર્યો. તેમના મુખ્ય શિષ્ય આચાર્ય પ્રવર શ્રી જિનયચઃસૂરીજી થયા. તેમના શિષ્ય ઉત્તમ ગુણશાળી વચન-સિદ્ધ દીર્ઘતપસ્વી શ્રી જિનઋદ્ધિસૂરિજી થયા તેમજ શ્રી મોહનલાલજી મહારાજના બીજા વિદ્વાન શિષ્ય શ્રી રાજમુનિજી મહારાજ થયા.

આપણા ચરિત્રનાયક શ્રી જીનરત્નસૂરિજી મહારાજ તેમના શિષ્ય થયા અને તેમણે જૈન ધર્મ, જૈન દર્શન, જૈન ક્રિયાકાંડ, જૈન પ્રતિષ્ઠાઓ, જૈન ઉપધાનો-ઉદ્યાપનો આદિનો જગ્યાએ જગ્યાએ પ્રચાર કરીને જૈનશાસનનો જયજયકાર કર્યો.

ધન્ય ગુરૂદેવ, ધન્ય તપશ્ચર્યા,
ધન્ય શ્રી સંઘ, ધન્ય જૈનશાસન.



## ગુરૂસ્તુતિ.

ગુરૂરાયા અહો ગુરૂરાયા રે જિનરત્નસૂરિ ગુરૂરાયા,
આજ આચારજ પદ પાયા રે, જિન૦ ( આંકડી )
શાહ ભીમસિંહ ઓસવંસી તસ, તેજબાઈ વરજાયા,
ઓગણી અડતીસે લાયજા નગરે, ઇહભવ જન્મ ધરાયા રે. જિ૦ ૧
વ્યવહારિક કળા કૌશલ્યમય, જીવન લઘુવય પાયા,
ક્ષણભંગુર નિજદેહ પિછાની, વૈરાગ રંગે રંગાયા રે. જિ૦ ૨
ખરતરગચ્છપતિ મોહન મુનિવર, શાંત મહંત કહાયા,
કર્મવિપાક સુપ્રવચન સુનકર, પ્રતિબોધામૃત પાયા રે. જિ૦ ૩
ઓગણી અઠાવન વિક્રમ સંવત, રેવદર અર્બુદ છાયા,
મુનિ શિરતાજશ્રી રાજમુનિ ગુરૂ, મુનિ પદવી બક્ષાયા રે. જિ૦ ૪
કાવ્ય કોષ છંદ ન્યાય જ્યોતિષ અરૂ, વ્યાકરણે ચિત્ત લાયા,
આગમ પ્રકરણ પઠનતયા નિજ, ત્યાગ રંગ વિકસાયા રે. જિ૦ ૫
ક્ષમાર્જવ માર્જવ મુકત્યાદિ, યતિ ધર્મે મહકાયા,
કલેશ કુપંથ કદાગ્રહ, પરિગ્રહ, ત્યાગી મમતા માયા રે. જિ૦ ૬
એકલ આહાર નિહાર વૃત્તિધર, એકાસન તપ ઠાયા,
દેશ વિદેશ ગુરૂ ઉગ્ર વિહારે, કેઇક ભવ્ય બુજાવ્યા રે. જિ૦ ૭
ઓગણી છાસઠમેં લશ્કર નગરે, શ્રી જિનયશઃસૂરિ રાયા,
યોગોદ્વહન સહ આંબીલ તપકર, ગણિવરપદ વિભુસાયા રે. જિ૦ ૮
સંઘ આગ્રહ સહ મુમ્બાપુરીમેં, જિનરિદ્ધિસૂરિ રાયા,
સૂરિમંત્ર અનુષ્ઠાન પુરસ્સર, સૂરિ પદે સ્થપવાયા રે. જિ૦ ૯
ઓગણી સતાણુવ ધવલ આષાઢે, સપ્તમી ગુરૂ અશાયા,
મ્હોત્સવ દશદિન અવનવ રંગે, બઢતે નૂર સવાયા રે. જિ૦ ૧૦

છત્રીસ ગુણગણ સહજ હૂએ ગુરૂ, જનતન મન હર્ષાયા,
યત્કીચિંત ગુરૂજીવન દર્શન, ભદ્ર આનંદ ન માયારે. જિ૦૧૧

## માંગું અક્ષતપદ આપકનેથી

મૂંગી માગણીએ માગું અક્ષતપદ આપકનેથી,
આપકનેથી ગુરૂ ! આપકનેથી મૂંગી૦ (આંકડી)
છે અવિનાશી અર્થ અક્ષતનો,
શુદ્ધ અક્ષત લાવું તેથી. અક્ષત૦ ૧
નવતત્ત્વો છે બીજભૂત જેહના,
કરૂં નંદાવર્ત એથી. અક્ષત૦ ૨
જ્ઞાન દર્શન ને ચારિત્રમયી તે,
ઢગલી કરૂં ત્રણ જેથી. અક્ષત૦ ૩
સિદ્ધશિલા પર ઠામ છે જેહનો,
અર્દ્ધચંદ્રાકાર એથી. અક્ષત૦ ૪
અક્ષત પદ ફલ લેવા મુકું છું,
ગહુંલી ઉપર ફલ તેથી. અક્ષત૦ ૫
એહવા સંકેતથી શિવપદ માગું,
વાંદીને ત્રિકરણેથી. અક્ષત૦ ૬
તારક બુદ્ધિએ કરી કરૂણા ગુરૂ,
વાંચો વ્યાખ્યાન આપ તેથી. અક્ષત૦ ૭
મુકિતદર્શક આપ વાણી સુણીને,
વ્રતિ બને ભવિ જેથી. અક્ષત૦ ૮
શ્રી "જિનરત્ન"ત્રયી પ્રગટાવી,
ભદ્ર પામે સુખ એથી. અક્ષત૦ ૯



ચિતા પર પધરાવેલ પૂજ્ય ગુરૂદેવના દેહનું દૃશ્ય



પૂજ્ય ગુરૂદેવનો અગ્નિસંસ્કારની શરૂઆતનું દૃશ્ય

## જિનરત્નસૂરિને વંદના.

વંદના વંદના વંદના રે, જિનરત્નસૂરિને વંદના,
ગુરૂવંદન પ્રેમ આનંદના રે. જિન૦ (આંકડી)

છઠ્ઠ અઠ્ઠમ તપ અગ્નિજ્વાલાએ, સાધન કર્મનિકંદનારે. જિ૦
થાણા નગરીએ રહી ચૌમાસું, બોધન ભવિજન વૃંદના, જિ૦
પરણ્યા ભૂપાલ શ્રીપાલ એ નગરે, નરપતિ માતુલ નંદના. જિ૦
શુદ્ધભાવે શ્રી નવપદ પૂજ્યા, પુષ્પો ગ્રહી અરવિંદના, જિ૦
તીર્થ તણી એ પ્રાચીનતાની, કોઇ કાળે થઈ ખંડના. જિ૦
તેહ ઉદ્ધારને કારણ આપે, હાથ ધરી ચૈત્ય મંડના, જિ૦
અદ્દભૂત ઉત્તુંગ રચના કરાવી, ટાલીને કેઇ વિટંબના. જિ૦
વિધવિધ કોરણીમય પટ રચના, મયણા શ્રીપાળ તાસ અંબના, જિ૦
એહ પ્રસાદ છે આપ ગુરૂવરનો, ઉજ્વલ કીર્તિ અમંદના. જિ૦
ખરતરગચ્છપતિ રિદ્ધિસૂરી ગુરૂ, મહકે ગુલાબ તનુ સ્યંદના, જિ૦
ચિત્ત જંપ્યું હોય દર્શનથી, ગ્રીષ્મે જયું બાવરી ચંદના. જિ૦
સુશિષ્ય રત્નસૂરિ સંઘ સકળે, ભદ્રભાવે કરી વદના. જિ૦

---

## સુણો અમ સર્જ જરી

( સિદ્ધાચલ...કોડો પ્રણામ—એ રાગ )

શ્રી જિનરત્નસૂરિ ! સુણો અમ અર્જ જરી (આંકડી)
અમ ભાગ્યે ગુરૂ આપ પધાર્યા દુષ્કાલે જલધર અણુધાર્યા.
ચાતકી પ્યાસ હરી....સુણો૦ ૧
કલ્પવૃક્ષ જ્યું મરૂસ્થલીમાં સુમ્બાપુરીની લાલવાડીમાં.
પ્રગટ્યા તરણ તરી....સુણો૦ ૨

મધુર ગીરા અમૃત વરસાવી ભગવતી સૂત્રનું પાન કરાવી.
ગૌતમ પ્રશ્નોતરી....સુણો૦ ૩
તદુપરાંત ભાવના અધિકારે, કથા વિક્રમ ભૂપતિ અતિભારે.
શ્રવણીય સુરસભરી....સુણો૦ ૪
વાણી સુણી કઠીઆરા આપે, દૂર થયા ગુરૂ આપ પ્રતાપે.
અંતર ઉર્મિ ઠરી....સુણો૦ ૫
દર્શક પૂજક અધિક સંખ્યાએ, કેઈ જોડ્યા વ્રત જપ તપસ્યાએ,
આપી બૂટી ખરી....સુણો૦ ૬
અતિ ઉપગાર કર્યો ગુરૂ અમપર, પૂર્ણ ચઢાવ્યો શ્રાદ્ધશ્રેણીપર.
ત્યાંલગી અહિં વિચરી....સુણો૦ ૭
ભગવતી સૂત્રને પૂર્ણ કર્યા વિણ, સંઘ રજા આપે કારણ કિણ ?
રહેજો સ્થિરતા કરી....સુણો૦ ૮
જો ન બુઝાવે પ્યાસ સરોવર, તો શું ગોપદ આશ હે ગુરૂવર !
ન્યાય વિચાર ધરી....સુણો૦ ૯
બીડખેડીને બાગ બનાવ્યો, ફલ આપે કેમ વિણ સિંચાવ્યો ?
તેમ અમ સ્થિતિ નરી....સુણો૦ ૧૦
આપ સંગતિનો ખપ છે અમોને, તેહથી જ વિનતિ કરીએ તમોને.
કરો ચૌમાસ ફરી....સુણો૦ ૧૧
માટે ગુરૂવર ! અત્રબિરાજો, દેશનામૃતથી અમને નિવાજો.
દયાળુ દયા કરી....સુણો૦ ૧૨
રવજી શેઠ આદિ સહુ સંગે, વિનતિ કરે છે અતિહિ ઉમંગે,
નયણે નેહ ધરી....સુણો૦ ૧૩
ઓગણી અઠ્ઠાણું જ્ઞાન પંચમીએ, ગુરૂવર નમી દુઃખદવ ઉપશમીએ
શ્રેય વિચાર કરી....સુણો૦ ૧૪

## રત્નસૂરીરાજને હું વંદના કરૂં

રત્નસૂરી રાજને હું વંદના કરૂં.
વંદના કરૂં ગુરૂવર ! વંદના કરૂં રત્ન૦ (આંકડી)
આપ દેશનામૃતોને હૃદયમાં ધરૂં,
હૃદય૦ ગુરૂવર૦ હૃદયમાં૦ રત્ન૦ ૧
વસ્તુતઃ એહીજ જૈન ધર્મ છે ખરૂં,
ધર્મ૦ ગુરૂ૦ ધર્મ૦ રત્ન૦ ૨
કામી રાગી રુદ્ર પીર કેમ ત્યાં જવું,
કેમ૦ ગુરૂ૦ કેમ૦ રત્ન૦ ૩
ભર્યો છે મિથ્યાત્વ જેમા કેમ તે સ્તવું,
કેમ૦ ગુરૂ૦ કેમ૦ રત્ન૦ ૪
શુદ્ધ દેવ ધર્મ ગુરૂ પાય હું પડું,
પાય૦ ગુરૂ૦ પાય૦ રત્ન૦ ૫
જીવદયામયી અહિંસક જીવન હું ઘડું,
જીવ૦ ગુરૂ૦ જીવ૦ રત્ન૦ ૬
માયા ક્રોધ માન લોભ શીઘ્ર ઉપશમું,
શીઘ્ર૦ ગુરૂ૦ શીઘ્ર૦ રત્ન૦ ૭
સત્ય વચન કેલવી અસત્યને વમું,
અસ૦ ગુરૂ૦ અસ૦ રત્ન૦ ૮
અણુપૂછી અનેરી કોઈ વસ્તુના ગ્રહું,
વસ્તુ૦ ગુરૂ૦ વસ્તુ૦ રત્ન૦ ૯
બ્રહ્મચર્ય સ્નાનથી પવિત્ર હું રહું,
પવિ૦ ગુરૂ૦ પવિ૦ રત્ન૦ ૧૦

દુષ્ટ વિષય વાસનાને તપ તપી દમું,
તપ૦ ગુરૂ૦ તપ૦ રત્ન૦ ૧૧
પરિગ્રહ ત્યાગી આત્મ રમણુતા રમું,
રમ૦ ગુરૂ૦ રમ૦ રત્ન૦ ૧૨
પંચ એ મહાવ્રતોથી કર્મને દહું,
કર્મ૦ ગુરૂ૦ કર્મ૦ રત્ન૦ ૧૩
સાધનંત ભદ્રકારી મુક્તિમાં રહું,
મુક્તિ૦ ગુરૂ૦ મુક્તિ૦ રત્ન૦ ૧૪

---

## ચાલો મળી એક સંઘે સાહેલડી

( હો શ્યામ ! શિવસુખ દાયા એ રાગ )

ચાલો મળી એક સંઘે સાહેલડી ! સૂત્ર સાંભળવા
સૂત્ર સાંભળવા આત્મ ઓળખવા ચાલો....( આંકડી )
જીવ અજીવ પુન્ય પાપ તત્વાદિ, જૈન દર્શનના દીવા. સા૦ ૧
શુદ્ધ દેવ ગુરુ ધર્મ પિછાણી, પ્રેમે અમૃત રસ પીવા. સા૦ ૨
માન માયા કામ ક્રોધ કલેશાદિ, છંડી એ સર્વ વિભાવા. સા૦ ૩
દુઃખદાયક રાગ–દ્વેષ વિધ્વંસી, મુક્તિ મારગમાં જાવા. સા૦ ૪
ઘાતી અઘાતી અષ્ટકર્મ સંહારી, અમલ અક્ષય પદ લેવા સા૦ ૫
જૈન ધરમનો સારજ છે એ, કરો કારજ સહુ એવા. સા૦ ૬
ભાખે ભવિ ઉપકારને કારણ સૂત્ર શ્રી દેવાધિદેવા. સા૦ ૭
તેથી સાહેલડી શ્રવણે સુણીને, ચાખો અમૃત ફ્લ મેવા. સા૦ ૮
શમી દમી જિનરત્નસૂરિવર, પ્રાયે નિર્ગ્રંથી જેવા. સા૦ ૯
તાસ નમી ભદ્ર આનંદ પાવે, વરસી રહ્યા મેઘ નેવા. સા૦ ૧૦

---